આ પુસ્તક તૈયાર કરવામાં ડાકટર માર્કે, ડાકટર રીડ, ડાકટર કાર્નવેલ, ડાકટર સુલિવન, હ્યુગોરીડ, ડંકન, મૉન-ડર્સ, બર્જીસ, એન્ડરસન, એમના ગ્રંથો અને પુસ્તકોની, તેમજ કેટલાંક મહાવારી ચોપાનિયાં તથા રોજીંદાં વર્ત્તમાન પત્રોની મદદ ને આધાર લીધાં છે, માટે આ પુસ્તકને રચનાર તે સર્વેના આભાર ને એહસાન માનસહિત માન-વાની ને કબુલ રાખવાની પોતાની આઈન ફરજ સમજે છે.

જાનેવારી
૧૮૭૬. }

રચનાર.

# ભૂગોળ વિદ્યા.

૧—ભૂગોળ એ એક વિદ્યા છે કે જેથી કરીને આપણે પૃથ્વીનો આકાર-તેનુ મહત્વ યાને કદ, તેની ગતિ અથવા ચાલ, તથા માણસના કીધેલા ખુદરતી અને રાજદ્વારી થએલા ભાગો જાણીએછે.

૨—પૃથ્વીનો આકાર ઘણુંકરીને બધી બાજુએથી ગોળ નારંગીના સરખો છે.

૩—પૃથ્વીની ઉગમણ અને પશ્ચિમ બાજુઓ કરતાં ઉત્તર અને દક્ષિણ બાજુઓ ભરતમાં ૨૬ મૈલ ચપટી યાને દબાયલી અથવા કમતર છે.

૪—પૃથ્વીનો પરિઘ અથવા ઘેરાવો ૨૪૮૯૭ મૈલ છે, અને વ્યાસ એટલે પૃથ્વીનું મધ્યબિંદુ ચીરીને દક્ષિણોત્તર ગએલી જે લીટી તે ૭૯૨૪ મૈલ છે.

૫—પૃથ્વીની ચાલ બે તરાંહની છે. એક દૈનિક જે પોતાની આંસ યાને ધરી ઉપર ફરનારી; એ ચાલથી દહાડો ને રાત થાયછે, અને તે ૨૪ કલાકે પૂરી થાયછે. બીજી વાર્ષિક ચાલ છે, જે સૂર્યની આસપાસ ફરી વળેછે. એ ચાલથી રૂતુઓ ઉત્પન્ન થાયછે; અને તે ૧ વર્ષે અથવા ૩૬૫ દિવસ અને નઝદિક ૬ કલાકે પૂરી થાયછે.

૬—પૃથ્વીનો સુર્યની આસપાસ ફરવાનો જે માર્ગ તેને **કક્ષા** કરીને કહેછે.

૭—પૃથ્વીની **આંસ** અથવા **ધરી** કરીને જે લીંટી આપણે બોલીએછે તે ફક્ત કલ્પિત યાને ધારેલીજ લીંટી સમજવી. પૃથ્વીનું મધ્યબિંદુ ચીરીને દક્ષિણોત્તર તે આરપાર નિકળેલી હોયછે, ને તેનાપર પૃથ્વી ફરેછે.

૮—એ ધરી અથવા આંસના બેઉ છેડાઓ મધેના એકને **ઉત્તર ધ્રુવ** અને બીજાને **દક્ષિણ ધ્રુવ** કરીને કહેછે.

૯—પૃથ્વીના બંને ધ્રુવોની સરખે અંતરે કહાડેલું જે પૂર્વ પશ્ચિમ વર્તુળ તેને **વિષુવવૃત્ત** કરીને કહેછે. એ વર્તુળે કરીને પૃથ્વીના ઉત્તર ગોળાર્દ્ધ અને દક્ષિણ ગોળાર્દ્ધ એવા બે સરખા ભાગ થાયછે. એ વર્તુળ ઉપર જે જે જગ્યા અને ઠેકાણા આવ્યાં છે ત્યાં સૂર્યના કિરણો ઉભાં ને સીધાં પડ્યાથી તાપ ઘણો સખ્ત મારેછે; તથા દહાડા ને રાત સરખાં હોયછે.

૧૦—વિષુવવૃત્ત અને તેની આસપાસના બીજાં બધા વર્તુળો તેઓ ઉપર આવેલી જગ્યાઓના ઠેકાંણા મુકરર કરવાના અને તેઓના એક બીજાથી અંતર જાણવાના કામમાં આવેછે.

૧૧—વિષુવવૃત્તની આસપાસ સરખે અંતરે ઉત્તર દક્ષિણ કહાડેલાં જે વર્તુળો તેને **અક્ષાંસ** કરીને કહેછે. તે પૂર્વથી પશ્ચિમે કહાડેલાં હોયછે. તે હરેક જગ્યાનું વિષુવવૃત્તથી ઉત્તર યા દક્ષિણ અંતર બતાવેછે.

૧૨—વિષુવવૃત્તને ચીરીને લંબરૂપે ઉત્તર તથા દક્ષિણ ધ્રુવોમાં થઇને જનારી જે લીંટી તેને **યામ્યોત્તર** અથવા **રેખાંશ વૃત્ત** કરીને કહેછે. વળી એને મધ્યાન રેષા કરીને પણ કહેછે. એ મધ્યાન રેષાએ કરીને પૃથ્વીનાં પૂર્વગોળાર્દ્ધ અને પશ્ચિમ ગોળાર્દ્ધ એવા બે સમભાગ થાયછે.

૧૩—એ દરેક લીંટી અથવા રેષાના એક ધ્રુવથી તે બીજા ધ્રુવસુધીમાં ૧૮૦ ભાગો કર્યા હોયછે; અથવા પૃથ્વી ઉપરના દરેક આખ્ખાં વર્તુળના બરાબર ૩૬૦ ભાગો કર્યા હોયછે, ને તે દરેક ભાગને **અંશ** કરીને કહેછે. એ હિસાબે વિષુવવૃત્તથી તે હરેક ધ્રુવસૂધી ૯૦ અંશ થાયછે; માટે હરેક જગાના અક્ષાંસ વધારેમાં વધારે ૯૦, અને ઓછામાં ઓછાં (૦) સૂન્ય હોયછે. એવાં દરેક અંશનું માપ અંગ્રેજી ૬૯ મૈલનું થાયછે.

૧૪—પૃથ્વીઉપર મુખ્ય ચાર રેષાવૃત્તો છે. ૧—ઉત્તર ધ્રુવવૃત્ત; ૨—મકરવૃત્ત; ૩—કર્કવૃત્ત; અને ૪—દક્ષિણ ધ્રુવવૃત્ત.

૧૫—એ ચારે વૃત્તોથી કરીને પૃથ્વીના પાંચ **કટિબંધ** થાયછે. બે સીત કટિબંધ; બે સમસીતોષ્ણ કટિબંધ, અને એક ઉષ્ણ કટિબંધ.

૧૬—વિષુવવૃત્તથી બેઉ બાજુએ ૨૩॥ અંશોમાં એટલે મકર અને કર્કવૃત્તોની વચ્ચે જે ભાગ આવ્યોછે, તેને ઉષ્ણ કટિબંધ કહેછે; ને એ ભાગમાં સુર્યની ગરમી ઘણી લાગેછે.

૧૭—વિષુવવૃત્તની બેઉ બાજુએ ૨૩॥ ના અંશથી તે ૬૬॥ નાં અંશ સૂધીના જે બેઉ બાજુના ભાગો તેને ઉત્તર સમસીતોષ્ણ અને દક્ષિણ સમસીતોષ્ણ કટિબંધો કહેછે. એ બેઉ કટિબંધોમાં ઠંડી તથા ગરમી બંને ઘણું કરીને સરખાં પ્રમાણમાં હોયછે.

૧૮—ઉત્તર ધ્રુવવૃત્તથી તે ઉત્તર ધ્રુવ વચ્ચેના ભાગને ઉત્તર સીત કટિબંધ તેમજ દક્ષિણ ધ્રુવવૃત્તથી તે દક્ષિણ ધ્રુવ વચ્ચેના ભાગને દક્ષિણ સીત કટિબંધ કરીને કહેછે. આ બેઉ કટિબંધોમાં સદા બરફ પડ્યો રહેછે. ઠંડી સૂમાર વિનાની હોયછે. અને વધતાં વધતાં છેક ૬ મહિના સૂધી દિવસ ને ૬ મહિનાં સૂધી રાત થઈ રહેછે.

૧૯—બરોબર સરખું આપણા માથા ઉપર આકાશમાં જે એ કલ્પિત અથવા ધારેલું બિંદુ હોયછે તેને શિરો બિંદુ કરીને કહેછે, તેમજ આપણા પગ નીચેનું જે બિંદુ તેને અધો બિંદુ કરીને કહેછે.

૨૦—ઉપલાં બેઉ કલ્પિત બિંદુઓની સરખે અંતરે કહાડેલું જે વર્તુળ તેને ખરી ક્ષિતિજ અથવા દૃષ્ટિ મર્યાદા કરીને કહેછે; પણ આકાશ અને પૃથ્વી આપણને સાથે મળેલાં દેખાયછે, તેને દૃષ્ટિગોચર ક્ષિતિજ કરીને કહેછે.

૨૧—પૃથ્વીની ઉપરની જગ્યા જાંણવા તથા ચોકસ કરવાને માટે મુખ્ય ચાર દિશા અથવા બાજુઓ કલ્પેલીછેઃ

૧—પૂર્વ અથવા ઉગમણ, ૨—પશ્ચિમ અથવા આથમણ, ૩—ઉત્તર, અને ૪—દક્ષિણ.

૨૨.—જે તરફથી સૂર્ય ઉગતો યાને નિકળતો દિસેછે તેને પૂર્વ દિશા કહેછે. જે તરફ સૂર્ય આથમતો યા અસ્ત પાંમતો જોઈએછે તેને પશ્ચિમ દિશા કહેછે. હવે જો પૂર્વ દિશા તરફ મહોડું કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા, અને જમણા હાથ તરફની દાક્ષણ દિશા જાંણવી.

૨૩—જો નકશા ઉપર દિશા સમજવી હોય તો નકશો આપણી સામો રાખ્યાથી ઉપરની બાજુ તે ઉત્તર, હેઠલની તે દક્ષિણ, જમણી બાજુ તે પૂર્વ અથવા ઉગમણ, અને ડાબી બાજુ તે પશ્ચિમ અથવા આથમણ દિશા એમ સમજવું.

૨૪—એ ચાર મુખ્ય દિશા વચે ચાર મુખ્ય ખૂણા છે. ૧—ઈશાંન, ૨—અગ્નિ, ૩—નૈરૂત્ય, અને ૪—વાયવ્ય. ઉત્તર ને પૂર્વની વચેનો જે ખૂણો તે ઇશાંન; પૂર્વ ને દક્ષિણની વચેનો તે અગ્નિ; દક્ષિણ ને પશ્ચિમની વચેનો તે નૈરૂત્ય; અને પશ્ચિમ ને ઉત્તરની વચેનો તે વાયવ્યખૂણો.

૨૫—પૃથ્વીની સપાટી પાણી અને જમીન એવા બે ભાગોમાં વહેંચાયલીછે. એક ભાગમાંથી લગાર ઓછી જમીન છે. અને બે ભાગ કરતાં વધારે ભાગ પાણીછે. જો ચોકસ બોલીએ તો ૧૦૦૦ ભાગમાં ૨૬૬ ભાગ જમીન અને ૭૩૪ ભાગ પાણીછે.

૨૬—જમીનને લગતા મુખ્ય ભાગોમાં—ખંડો, ટાપુઓ, અથવા બેટો, દ્વીપકલ્પો, સંયોગિ ભૂમિયો, ભૂશિરો, અથવા ભૂશ્લાકાઓ, અને પર્વતો વગેરેછે.

૨૭—જમીનનો ઘણો મોટો ભાગ જેમાં ઘણા દેશો આવ્યા હોય તેને **ખંડ** કરીને કહેછે. જેવાકે યુરોપ, એશિયા વગેરે.

૨૮—જમીનનો એક ભાગ કે જેમાં ઘણા ઈલાકા અને પ્રાંતો હોય તેને **દેશ** કરીને કહેછે.

દેશના ભાગ કીધાથી દરેક ભાગને **ઈલાકો** કહેછે.

ઈલાકાના ભાગ કીધાથી દરેકને **પ્રાંત** કહેછે.

કેટલાંક સંસ્થાનો મલીનેભી પ્રાંત થાયછે.

પ્રાંતના ભાગ કીધાથી દરેકને **જિલ્લો** કરીને કહેછે.

જિલ્લાના ભાગ કીધાથી દરેકને **પરગણું** કે **તાલુકો** કરીને કહેછે.

૨૯—જમીનનો એક ભાગ જે ચોમેરથી પાણીએ વિંટળાયો હોય તેને **ટાપુ, બેટ,** યા **દ્વીપ** કરીને કહેછે. જેવા કે ગ્રેટબ્રિટનનો, સિલોનનો વગેરે.

૩૦—જમીનનો જે ભાગ ઘણો ખરો બધી બાજુઓથી અથવા તો ત્રણ બાજુઓથી પાણીએ વિંટળાયો હોય તેને **દ્વીપકલ્પ** કરીને કહેછે. જેવાકે હિંદુસ્તાનનો, અરબસ્તાનનો, ઈટાલીનો વગેરે.

૩૧—જમીનના બે મોટા ભાગોને સાંધનારો અથવા જોડનારો જે નાનો અથવા સાંકડો જમીનનો ભાગ તેને

સંયોગિ ભૂમિ કહેછે. જેવીકે સ્વેઝની [આ સ્વેઝની સં-યોગી ભુમીને ખોદી કહાડી છે તેથી તે હવે નેહેર તરીકે ગણાયછે.], પેરીકોપની વગેરે.

૩૨—જમીનની જે અણી લાંબી થઇને અથવા વધીને સમુદ્રમાં ગએલી હોયછે તેને **ભૂશ્લાકા** અથવા **ભૂશિર** કરીને કહેછે. જેમકે હિંદુસ્તાનની દક્ષિણે આવેલી કાંમોરીન અથવા કન્યા કૂમારીની–અરબસ્તાનની પૂર્વે આવેલી રાસલહદ–આફ્રિકાની દક્ષિણે આવેલી ગુડહોપની વગેરે.

૩૩—જમીન ઉપર જે ઊંચા ટેકરા હોયછે તેને **ડૂંગર** કરીને કહેછે. જેવા કે ચોપાટીનો, વાલકેશ્વરનો વગેરે.

૩૪—જમીનઉપર ઘણા ઊંચા ઘણા લાંબા અને ઘણા પહોલા એવા જે ડુંગરો તેને **પહાડ** કે **પર્વત** કહેછે. જેવાકે હિમાલય, આલ્પસ, વગેરે.

૩૫—કોઇ કોઇ પહાડોમાંથી ધુમાડો, બલતાં, તથા ગરમીથી રાતા થાયલા પથરો રાખ અને પીગળેલા પદાર્થો જેને "લાવા" કરીને કહેછે તે ઉભરાઇને બહાર નિકળી સેંકડો મૈલ સૂધી પંથરાઇ જાયછે, તેવા પહાડોને **જવાલામૂખી** યાને બલતાં મહોડાંના પહાડો કરીને કહેછે. જેવાકે ઇટાલીમધેનો વિસુવ્યસ, સિસિલીમધેનો એટના, આઇસલાંડ મધેનો હેકલા વગેરે.

૩૬—પૃથ્વીની સપાટી ઉપરના પાણીને લગતા મુખ્ય ભાગોમાં—મહાસાગરો, સમુદ્રો, સરોવરો, અખાતો, ઉપ-

સાગરો, સામુદ્રધુનીઓ, અથવા સંયોગિ, જળ નદીઓ અને ખાડીઓ વગેરે છે.

૩૭—પૃથ્વી ઉપર ઘણો મોટો ખારાં પાણીનો જે ભાગ તેને **મહાસાગર** કરીને કહેછે. જેવા કે પાસિફિક, આટ્લાંન્ટિક, હિંદી, વગેરે.

૩૮—મહાસાગરનો જે નાનો ભાગ ઘણું કરીને જમીનથી વિંટળાયો હોય તેને **સમુદ્ર** અથવા **સાગર** કરીને કહેછે. જેવો કે અરબી સમુદ્ર.

૩૯—પાણીનો જે ભાગ ચોમેર જમીનથી વિંટળાયો હોય તેને **સરોવર** કહેછે. જેવા કે કાસ્પિઅન, આરલ, બૈકલ વગેરે.

૪૦—જમીન ઉપર ઘણો લાંબો ગએલો સમુદ્રનો જે ફાંટો તેને **અખાત** કહેછે. જેવાં કે કછનું, ઇરાંની, મનારનું વગેરે.

૪૧—અખાતનું મહોડું પહોળું હોય તો તેને **ઉપસાગર** કહેવો. જેમકે બંગાળાનો, બિસ્કેનો, ટબલનો વગેરે.

૪૨—બે સમુદ્રોને સાંધનારો યા જોડનારો જે નાનો અથવા સાંકડો પાણીનો ભાગ તેને **સામુદ્રધુની** અથવા **સંયોગિજળ** કરીને કહેછે. જેવી કે બહેરિંગની, માનારની, હૂરમઝની વગેરે.

૪૩—ડુંગર પર્વત કે સરોવરમાંથી નિકળેલા જે પાણીનો

ઝરો અથવા પ્રહવાહ તેને **નદી** કહેછે. જેવી કે સિંધુ, ગંગા, જમુના વગેરે.

૪૪—જે ઠેકાંણેથી નદી નિકળેછે અથવા પેદા થાયછે તેને નદીનું **મૂળ**, અને જ્યાં તે કોઈ સમુદ્ર વગેરેને મળેછે તે ઠેકાંણાને તેનું **મુખ** કરીને કહેછે; અને એ બેઉ છેડાઓ વચ્ચેનો જે ભાગ તેને નદીનો માર્ગ અથવા રસ્તો કરીને કહેછે.

૪૫—એક નદી કોઈ બીજી નદી સાથે મળેછે અને બંધે સાથે જોડાયછે, ત્યારે તે મેલાપને **સંગમ** કરીને કહેછે. જેવો કે ગંગા જમુનાંનો સંગમ.

૪૬—સમુદ્રને મળ્યા આગમચ ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ્ય પહોળું હોય તેને **ખાડી** કહેછે. જેવીકે સૂરતની ખાડી,–ઈંગ્લિરાની ખાડી, સેંટ જ્યોર્જની ખાડી વગેરે.

૪૭—પૃથ્વીની સપાટી ઉપરની જમીન પાંચ ખંડમાં વહેંચીછે. ૧—યૂરોપ, ૨—એશિયા, ૩—આફ્રિકા, ૪—અમેરિકા, ને ૫—આસ્ટ્રેલિઆનો મોટો બેટ.

૪૮—યૂરોપ, એશિયા, અને આફ્રિકા એઓને પૂર્વગોળાર્દ્ધ અથવા પૂર્વ મહાદ્વીપ યાતો જુની દુનિયાં કરીને કહેછે. અમેરિકાખંડને પશ્ચિમ ગોળાર્દ્ધ અથવા પશ્ચિમ મહાદ્વીપ, યાતો નવી દુનિયાં કરીને કહેછે. એ ખંડનો શોધ, ઈ૦ સ૦ ૧૪૯૨ ના સાલમાં, જીનોવા શહેરના રહે-

વાસી, ક્રિસ્ટોફર કોલંબ્સ નામના નાવિકે, સ્પેન દેશના રાજા ફર્ડિનાન અને રાંણી ઈસાબેલાના આસરા હેઠલ, કીધો હતો.

૪૯—એશિયા યૂરોપની પૂર્વેછે. આફ્રિકા યૂરોપની દક્ષિણેછે; ને એ બેઉની વચ્ચે ભૂમધ્ય સમુદ્ર આવ્યાથી બેઉ અકેકથી છૂટા અથવા જૂદા પડયાછે. અમેરિકા, યૂરોપ તથા આફ્રિકાની પશ્ચિમેછે અને તે આટ્‌લાંન્ટિક મહાસાગરે કરીને જૂદા પડયોછે. આસ્ટ્રેલિઆ એશિયાની દક્ષિણ પૂર્વેછે.

૫૦—યૂરોપ, એશિયા, ઉત્તર અમેરિકા, હર્ધ ભાગ કરતાં વધારે ભાગ આફ્રિકા, અને થોડો ભાગ દક્ષિણ અમેરીકા એઓ વિષુવવૃત્તની ઉત્તરેછે; બાકી રહેલો આફ્રિકા મોટો ભાગ દક્ષિણ અમેરિકા અને આસ્ટ્રેલિઆ એઓ વિષુવવૃત્તની દક્ષિણેછે.

૫૧—પૃથ્વીની સપાટી ઉપરનું પાંણી પાંચ મહાસગરોમાં વહેંચાયલુંછે. ૧—ઉત્તર મહાસાગર અથવા ઉત્તર હિમ સાગર, ૨—દક્ષિણ મહાસાગર યા દક્ષિણ હિમ સાગર, ૩—પાસિફિક મહાસાગર, ૪—આટ્‌લાંન્ટિક મહાસાગર, અને ૫—હિંદી મહાસાગર.

૫૨—ઉત્તર અને દક્ષિણ હિમ સાગરો કહેવાનું કારણ એકે ત્યાં સદા બરફ પડયો રહેછે. પાસિફિક મહાસાગર કહેવાનું કારણ એકે સ્પાન્યાર્ડ લોકોએ દક્ષિણ અમેરિકાને, ભેવડો ફેરાવો લેતાં ઘણું તોફાંન ખાધા પછે તેઓ આ મહા-

સાગરમાં આવી લાગ્યા ત્યાં તેઓને શાંતિ મળી અને ધીરજ આવી, તે ઉપરથી તેઓએ તેને પાસિફિક નાંમ આપ્યું. ["પાસિફિક" એ ઇંગ્રેજી ભાષાનો શબ્દછે, ને તેનો અર્થ "શાંત" એવો થાયછે.] આટ્લાંન્ટીક મહાસાગરનું નાંમ આફ્રિકાખંડ મધેનાં આટ્લાસ પર્વત ઉપરથી પડયુંછે. હિંદી મહાસાગર હિંદુસ્તાનની દક્ષિણે તે આવ્યાથી પડયુંછે.

૫૩—ખરેખરૂં જોતાં અને બોલતાં તો આખી દુનિયાં પર એકજ મહાસાગરછે, પણ આપણને દરેક અને હરેક ભાગ સહેલથી જાંણવા સમજવાને બની આવે માટે ઉપર પ્રમાંણે જૂદા જૂદા ભાગો પાડીને જૂદાં જૂદાં નાંમે આપ્યાંછે.

૫૪—ઉત્તર તેમજ દક્ષિણ ધ્રુવની આસપાસના જે સાગર તે ઉત્તર અને દક્ષિણ હિમસાગરો. જેની એક બાજુએ યુરોપ અને આફ્રિકા, અને બીજી બાજુએ ઉત્તર તથા દક્ષિણ અમેરિકા તે આટ્લાંન્ટિક મહાસાગર. અમેરિકા અને એશિયા એઓની વચે પાસિફિક મહાસાગર, અને હિંદુસ્તાંનની દક્ષિણે તથા આસ્ટ્રેલિઆ અને આફ્રિકાની વચે હિંદી મહાસાગર.

૫૫—બધા મહાસાગરોમાં પાસીફિક મહાસાગર સર્વેથી મોટોછે. એ મહાસાગરથી પૃથ્વીનો નઝદિક હર્ધો હર્ધ ભાગ રોકાયોછે.

૫૬—પૃથ્વીનું આખું પૃષ્ટ ૧૯ કરોડ ને ૭૦ લાખ ચોરસ મૈલનું છે.* તેમાં ૫ કરોડ ને ૧૦ લાખ ચોરસ મૈલ

જમીન છે; બાકીનાં ૧૪ કરોડ ને ૯૦ લાખ ચોરસ મૈલ જળથી ઢંકાયલા છે.

૫૭—પૃથ્વી ઉપરની એકંદર વસ્તી ૧ અબજ ને ૩૦ કરોડ માણસની ગણાય છે. જે મધે ૬૦ કરોડ બૌદ્ધધર્મવાળા, ૩૩ કરોડ ને ૫૦ લાખ ખ્રિસ્તિ (જેમાના ૧૭ કરોડ રોમન ક્યાથોલિક, ૯ કરોડ પ્રાટેસતંટ અને ૭ કરોડ ને ૫૦ લાખ ગ્રિક ચર્ચ પંથનાં છે), ૧૬ કરોડ મુસલમાન, ૨૦ કરોડ બીજા પરચુરણ અને તરેહવાર મૂર્ત્તિ પૂજકો, અને ૫૦ લાખ યહૂદી યાને મૂસા પેગંમબરને માનનારા છે.

# એશિયા.

## એશિયા ખંડની સીમા અથવા મર્યાદા.

ઉત્તરે—ઉત્તર મહાસાગર અથવા ઉત્તર હિંમ સાગર.

પશ્ચિમે—યૂરેલિઅન નદી, યૂરલ• પર્વત, કાસ્પિઅન સમુદ્ર, કાકેસસ પર્વત, કાળો, માર્મોરાનો, તુર્કી, અને ભૂમધ્ય એ સમુદ્રો; સ્વેજની નેહેરૂ અને લાલ સમુદ્ર.

દક્ષિણે—હિંદી મહાસાગર.

પૂર્વે—પાસિફિક મહાસાગર.

એશિયા ખંડની ઉત્તર પશ્ચિમે યૂરોપખંડ છે. એશિયા અને આફ્રિકા એ બેઉની વચ્ચે સ્વેજની નેહેર છે. એશિયા અને અમેરિકા એઓની વચ્ચે બહેરીંગની સામુદ્રધુની છે. બાબલમાનદેબની સામુદ્રધુની આગળથી એશિયા અને

આફ્રિકા વચ્ચે માત્ર ૨૦ મૈલનો, અને બહેરિંગની સામુદ્રધુની આગળથી એશિયા તથા અમેરિકા ખંડો વચ્ચે ૩૬ મૈલનો અંતર છે.

એશિયા ખંડની લંબાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૬૦૦૦) મૈલ; પહોળાઈ મલાકાની દક્ષિણથી તે સૈબીરિઆની ઉત્તરે કેપ સેવરો સુધી ૫૩૦૦) મૈલ, અને એને લગતાં ટાપુઓ સુધાં એનો વિસ્તાર ૧ કરોડ ને ૭૫ લાખ ચોરસ મૈલછે. યુરોપ કરતાં એ ચારગણો મોટોછે. આખી પૃથ્વીનો અગીઆરમો ભાગ, અને જમીનમાં ⅓ (એક ત્રત્યાંસ) ભાગ રોકેછે. એ મધે ૭૨ કરોડ માંણસની વસ્તીછે; તેમાં મોટો ભાગ બૌદ્ધ ધર્મ પાલનારા લોકોનો છે.

એશિયા ખંડ પૃથ્વીના ગોળામાં થોડી અગત્ય તથા મોટાઈ ધરાવનારો ભાગ નથી. દુનિયાંના એજ ભાગમાં આદમ જાતની વસ્તી પહેલ વહેલી થઈ, એજ ભાગમાં જૂદા જૂદા ધર્મોના પેગંમબરોનો જન્મ થયો, ને તેઓના કાયદા ધારા તથા ફરમાનો પણ પહેલ વહેલાં અહિયાંજ પ્રગટ થયાં. અસલના વારામાં દુનિયાંમાં જે મોટાં રાજ્યો થઈ ગયાં તેપણ એજ ભાગમાં થયાં હતાં. દુનિયાંના એજ ભાગમાંથી એલમ હુનર કળાકૌશલ્ય તથા વેપાર વણજ પંથરાવા ને ફેલાવા માંડ્યાં હતાં. અને એજ ભાગમાંથી સલાંમતી ભરેલું હોકાયંત્ર તથા નારાકાક દારૂગોળો ઉત્પત્તિ પામેલાં કહેવાય છે.

## એશિયા મધ્યેના દેશો.

**ઉત્તરે.** **રાજધાની શેહેરો.**

રશિઆ ...... ટોબોલ્સ્ક, ઈર્ટિસ નદીને કાંઠે.

**પશ્ચિમે.**

તુર્કસ્તાન ...... સ્મિર્ના, આર્કિપેલગો ઉપર.

અરબસ્તાન .... મક્કા.

**મધ્યભાગે.**

ઈરાન ........ તેહેરાંન.

અફગાનિસ્તાન .. કાબુલ, કાબુલ નદીપર.

તાતાર..બુખારા, આમૂ અથવા આકસસ નદીની પાસે.

ટિબેટ ...... લાસા, સાંપૂ નદીને કાંઠે.

**પૂર્વે.**

ચીન ........ પેકિન, પિહો નદી ઉપર.

(સમુદ્રમાં)

જેપાન ...... જેડો, નિફ્રોન બેટમાં.

**દક્ષિણે.**

સિઆમ ...... બાંકોક મિનાય નદીને કાંઠે.

બ્રહ્મદેશ ...... અમરપૂર, ઇરાવતી નદીને કાંઠે.

હિંદુસ્તાન .... કલકત્તા, હુગલી નદીને કિનારે.

## મુખ્ય બેટો.

**ભૂમધ્ય સમુદ્રમાં**—સૈપ્રસ, ને રોડસ.

**હિંદી મહાસાગરમાં**—સિંહલ દ્વીપ અથવા સિલોન, એ હિંદુસ્તાનની દક્ષિણે આવેલોછે ને અંગ્રેજ સરકારે સન ૧૭૯૬ માં એ લઈ લીધો.

લાકેદિવ અને માલદિવ—એ બેઉ હિંદુસ્તાનના પશ્ચિમ કોસ્તપર.

આન્દમાન અને નિકોબાર—એ બેઉ બંગાલાના ઉપસાગરમાં.

પિનાંગ—મલાયાની પશ્ચિમે.

સિંગાપૂર—મલાયાની દક્ષિણે.

**પાસિફિક મહાસાગરમાં**—સુમાત્રા—એ મલાયાની દક્ષિણ પશ્ચિમે.

જાવા—સુમાત્રાની દક્ષિંણપૂર્વે. એ બેઉ બેટો ડચ લોકોને તાબેછે.

બોર્નિઓ—જાવાની ઉત્તરે.

સિલિબિસ—બોર્નિઓની પૂર્વે.

મોલકાસ અથવા મસાલાના બેટો—એ સિલિબિસની પૂર્વે.

ન્યૂગિની—એ મોલકાસની પૂર્વે.

આસ્ટ્રેલિઆ—એ એશિયા ખંડની દક્ષિણ પૂર્વે. એ દુનિયાંમાં સર્વથી મોટો બેટ છે. ડચ લોકે પ્રથમ ૧૬૧૬ ના સાળમાં શોધી કહાડયો, ને ન્યૂહાલંન્ડ કરી નામ આપ્યું. એને લગતી વધારે ચોકસ ખબર સન ૧૭૭૦ માં કેપટન કૂકે આપી, તેણે એના પૂર્વ કોસ્તાનુ નામ ન્યૂ સૌથવ્હેલ્સ પાડ્યું. સન ૧૭૮૭ માં ઈંગ્લાંડ દેશનાં દેશનિકાળ થાયલા બંધવાઓને અત્રે મોકલી વસાવ્યો.

ફિલિપાન—બોર્નિઓની ઉત્તરપૂર્વે; એ સ્પેનવાળાને તાબેછે.

**ચીનાઈ સમુદ્રમાં**—મકાવ અને હેનાન—એ બેઉ ચીનની દક્ષિણે. એ પોર્ટુગિજ સરકારને તાબે છે.

ફાર્મોસા અને લૂચ્યૂ—બેઉ ચીનના પૂર્વ કોસ્તાપર.

**જેપાની સમુદ્રમાં**—નિફોન, જેસ્સો, ને કીસ્યૂ—એ ત્રણે ચીનાઈ તારતરીની પૂર્વે.

સાગેલિઅન—એ તારતરી અખાત અને ઓકોત્સ્કના સમુદ્રની વચ્ચે.

ક્યૂરીલ—સાગેલિઅનની પૂર્વે.

## મુખ્ય દ્વીપકલ્પો

**કામસ્ચાટકાનો**—એ સૈબીરિઆનો ઉત્તરપૂર્વભાગ.

**કોરિઆનો**—ચીનાઈ તારતરીનો દક્ષિણપૂર્વભાગ.

મલાયાનો—એ માલાયાનો દક્ષિણભાગ.
પૂર્વનો—બ્રહ્મા, સિઆમ, ને મલાયા મળીને દક્ષિણ ભાગ.
હિંદુસ્તાનનો—હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ.
અરબસ્તાનનો—અરબસ્તાનનો પૂર્વ, દક્ષિણ ને પશ્ચિમ ભાગ.
એશિયા માઈનરનો—એ તુર્કસ્તાનનો ઉત્તર પશ્ચિમ ભાગ.

## મુખ્ય સંયોગિ ભૂમિઓ.

સ્વેજની—એશિયા ને આફ્રિકા એ બે ખંડોની વચ્ચેછે.
[હવે એને કાપી કહાડીને નેહેર બનાવીછે].
ક્રોની—એ સિઆમ તથા મલાયાની વચ્ચેછે.

## મુખ્ય ભૂશિર અથવા કેપો.

કેપ સેવરો—એ સૈબીરિઆનું ઉત્તર બિંદુ.
પૂર્વકેપ—રૂશિઆનું છેક પૂર્વબિંદુ.
કે। લોપાટકા—કામશ્ચાટકાનું દક્ષિણ બિંદુ.
કેપ નિમપો—એ ચીનનું પૂર્વ બિંદુ.
કેપ બાજડોર—એ લુઝોન બેટનું ઉત્તર બિંદુ.
કેપ કામબાજા અથવા કામબોડિઆ—સિઆમનું દક્ષિણ બિંદુ.
કેપ રોમાનિઆ—મલાયાનું દક્ષિણ બિંદુ.
કેપ નિગ્રાહસ—એ બ્રહ્મદેશનું દક્ષિણ બિંદુ.
કેપ કામોરિન અથવા કન્યા કુમારી—હિંદુસ્તાનનું દક્ષિણ બિંદુ.
કેપ રાસલહદ—અરબસ્તાનનું પૂર્વ બિંદુ.
કેપ બાબા—તુર્કસ્તાનનું પશ્ચિમ બિંદુ.

## મુખ્ય પર્વતો.

**હિમાલય**—હિંદુસ્તાનની ઉત્તરે. એ દુનિયાંમાં સર્વેથી મોટો ને ઊંચો પર્વત છે. એની સર્વેથી ઊંચી ટોંચ જેને એવરેસ્ત કરીને કહેછે તે ૨૯ હજાર ફીટ ઊંચી છે; યાને નઝદિક પા મૈલ ઊંચી ગઇછે. તેથી ઉતરતી જે કાંચન ગંગા તે ૨૮ હજાર ફીટ ઊંચી છે; અને એથી ઉતરતી જે ધવળાગિરી તે નઝદિક ૨૭ હજાર ફીટ ઊંચી છે. બાજી ચાલીસ ટોંચો ૨૦ હજાર ફીટ ઊંચાણ ગઇછે. એ પર્વતની લંબાઈ ૧૫૦૦) મૈલ, અને સરાસરી પોહોળાઈ ૧૫૦) મૈલ છે.

**હિંદુ કુશ**—અફગાનિસ્તાનમાં, એ ૭૦૦) કોસ લાંબો છે. એની ઉંચામાં ઊંચી ટોંચ જે કાબુલ તથા પંજાબની ઉત્તરે આવીછે તે ૨૧ હજાર ફીટ ઊંચી છે.

**બિલૂરતાગ અથવા તારટસ**—એ ચીનાઈ તારતરી અને બુદક્ષાનની વચ્ચે છે. એની ઊંચાઈ ૧૮ હજાર ફીટની છે.

**આલ્તાઇ**—સૈબીરિઆની દક્ષિણે, અથવા રૂશિઆ અને તાતાર એ બે દેશોની વચ્ચે છે.

**યૂરલ**—યૂરોપના અને એશિયાના રૂશિઆઓની વચ્ચે છે.

**કાકેસસ**—કાળા તથા કાસ્પિઅન સમુદ્રોની વચ્ચે છે. એની સર્વેથી ઊંચી ટોંચને અલબુર્જ કરીને કહેછે ને તે ૧૮ હજાર પાંચશો ફીટ ઊંચી છે.

તૌરસ અથવા લેબનાન—એ બેઉ તુર્કસ્તાનમાં છે.
આરારાત—એ અર્મિનિઆ પ્રાંતમાં છે. એની ઊંચી ટોચને આગ્રિડાગ કરીને કહેછે અને તે ૧૭ હજાર ફીટ ઊંચી છે.
અલબુર્જ—એ ઈરાનમાં કાસ્પિઅન સમુદ્રની દક્ષિણેછે. એની ઊંચાઈ નઝદિક ૧૫ હજાર ફીટનીછે. એજ પર્વત પર હેમાવંદ નામનો જવાળા મુખી પહાડછે.
કૈલાસ પર્વત—એ ટિબેટની ઉત્તરે છે.

## જવાળા મુખી પહાડો.

એવાટસ—એ કામસ્ચાટકાના બેટમાં છે. એની ઊંચાઈ ૯૬૦૦) ફીટછે.
માવનાલોઆ—એ સાંડવિચના ટાપુમાંછે. એની ઊંચાઈ નઝદિક ૧૪ હજાર ફીટનીછે.
એ વગેરે ક્યૂરીલના તથા જેપાનનાં બેટોમાં ઘણાછે.

## સમુદ્રો.

રાતો—એ અરબસ્તાન તથા આફ્રિકાની વચ્ચેછે.
અરબી—એ અરબસ્તાન તથા હિંદુસ્તાનની વચ્ચેછે.
ચીનાઇ—એ ચીનની દક્ષિણ બાજુએછે.
પીલો—એ ચીન તથા કોરિઆની વચ્ચેછે.
જેપાની—એ ચીનાઈ તારતરી તથા જેપાંની બેટોની વચ્ચેછે.

**ઓકોટસ્કનો**—એ સૈબીરિઆ અને કામસ્ચાટકાની વચ્ચેછે.
**કામસ્ચાટકાનો**—કામસ્ચાટકા અને અમેરિકાની વચ્ચેછે.
**બંગાળાનો ઉપસાગર**—એ હિંદુસ્તાન ને બ્રહ્મદેશાની વચ્ચેછે.

## અખાતો.

**ઓબીનું**—એ સૈબીરિઆની ઉત્તર પશ્ચિમે.
**અનાદિરનું**—પાસિફિક મહાસાગરમાં.
**તોન્કિનનું**—સિઆમની પુર્વે.
**સિઆમનું**—સિઆમની દક્ષિણે.
**માર્તબાનનું**—બ્રહ્મદેશાની દક્ષિણે.
**મનારનું**—હિંદુસ્તાન તથા સિલોનની વચ્ચે.
**ખંભાતનું**—અથવા **કેઆમબેનું**—હિંદુસ્તાનની પશ્ચિમ અને ગૂજરાતની દક્ષિણેછે.
**કચ્છનું**—અથવા **સનદાહનું**—હિંદુસ્તાનની પશ્ચિમ અને ગૂજરાતની ઉત્તરે.
**ઈરાંનનું**—અરબસ્તાન તથા ઈરાંનની વચ્ચેછે.

## સામુદ્રધુનીઓ.

**વૈગાસ્તની**—નોવા ઝેમબ્લા તથા સૈબીરિઆની વચ્ચે.
**બેહરિંગની**—એશિયા તથા અમેરિકાની વચ્ચે.
**તાતારની**—તાતાર દેશ તથા સાગેલિઅન બેટની વચ્ચે.
**કોરિઆની**—કોરિઆ તથા જેપાની બેટોની વચ્ચે.
**મકાસ્સારની**—બોર્નિઓ તથા સિલિબિસના બેટોની વચ્ચે.

**તારેસની**—ન્યૂગિની તથા આસ્ટ્રેલિઆની વચ્ચે.
**બાસની**—આસ્ટ્રેલિઆ તથા વાનડિમેન્સ લાંડની વચ્ચે.
**સંદાની**—સુમાત્રા તથા જાવાની વચ્ચે.
**મલાક્કાની**—સુમાત્રા તથા મલાયાની વચ્ચે.
**પાકની**—હિંદુસ્તાન તથા સિલાનની વચ્ચે.
**હુર્મેઝની**—ઈરાંની અખાત અને હિંદી મહાસાગરની વચ્ચે.
**બાબલમાનડેબની**—લાલ સમુદ્ર તથા હિંદી મહાસાગરની વચ્ચે.

## સરોવરો.

**કાસ્પીઅન**—રૂશિઆ, તાતાર, ઈરાંન, અને તુર્કસ્તાન એઓની વચ્ચે.
**આરલ**—સ્વતંત્ર તાતારમાં છે. એનાં તથા કાસપીઅન સરોવર એ બેઉનાં પાણી ખારાં હોવાથી કોઈવાર તેઓને સમુદ્ર કરીને પણ કહેછે.
**બૈકલ**—સૈબીરિઆની દક્ષિણે. એ દુનિયાં વચ્ચે સ્વચ્છ અને મીઠાંનો મોટામાં મોટો સરોવરછે.
**વ્હાન**—તુર્કસ્થાનના કુર્દિસ્તાન પ્રાંતમાં વ્હાન શેહેરની પાસેછે.
**મૃત**—તુર્કસ્તાનના પાલેસ્ટાઈનવાલા ભાગમાં, એમા માછલાં બચી શકતાં નથી, તેમજ એ સરોવરની આસપાસની જગામાં ઝાડપાન પણ થતાં નથી. એ સરોવરનાં પાણીમાં પાણીના વજણનો પા ભાગ નીમક હોયછે.

| | | |
|---|---|---|
| ટેંગ્રિનોર | | |
| માનસરોવર | } | એ ચારો ટિબેટમાં છે. |
| રાવણહ્રદ | | |
| પાલટી | | |

ઉરૂમિઆ—ઇરાંનની પશ્ચિમેછે.

## મુખ્ય નદીઓ.

| | | |
|---|---|---|
| લીના | | |
| ઓબી | } | એ ચારે આલ્તાઈ પર્વતમાંથી નિકળીને ઉત્તર મહાસાગરમાં ખાલી થાયછે. |
| એનિસી | | |
| ઇર્તિસ | | |

યૂરલ—સૌંગીરીઆમા પશ્ચિમ દક્ષિણે થઇને કાસ્પિઅન સમુદ્રને મળેછે.

| | | |
|---|---|---|
| આમૂ અથવા આકસસ— | } | એ બેઉ સ્વતંત્ર તાતારમાં થઇને આરલ સમુદ્રમાં ખાલી થાયછે. |
| સિહૂન અથવા જેકઝારત્સ— | | |

આમૂર અથવા સાગેલિઅન—ચીનાઈ તાતારમાં થઇને પૂર્વે ઓકોતસ્કનાં સમુદ્રને મળેછે.

હોઆંગહો તથા આંગસિકયાંગ—બેઉ ચીનમાં થઇને પૂર્વે પીલા સમુદ્રને મળેછે.

| | | |
|---|---|---|
| બ્રહ્મપુત્ર અથવા સામપૂ— | } | બેઉ હિંદુસ્તાનમાં ટિબેટ પર્વતમાંથી નિકળીને બંગાલાનાં ઉપસાગરને મળેછે. |
| ગંગા અથવા ભાગીરથી— | | |

**સિંધુ અથવા અટક**—હિંદુસ્તાનમાં ટિબેટ પર્વતમાંથી નિકળીને ઉત્તર પશ્ચિમે અરબી સમુદ્રમાં ખાલી થાયછે.

**ઈરાવતી**—બ્રહ્મદેશમાં ટિબેટ પર્વતમાંથી નિકળીને બંગાલાનાં ઉપસાગરને મળેછે.

**મએકયાંગ અથવા કાંમ બોડિઆ**—એ બ્રહ્મદેશમાં કોચીન ચાઇનામાં થઇને ચીનાઈ સમુદ્રને મળેછે.

**ફ્રાત અથવા યુફ્રેતીસ**—
**તિગ્રિસ**— } બેહુ તુર્કસ્તાનમાં તૌરસ પર્વતમાંથી નિકળીને તથા બેહુનો સંગમ થઇને ઈરાંની અખાતમાં ખાલી થાયછે.

## મુખ્ય નદીઓની લંબાઇ.

| | |
|---|---|
| **યાંગસિકયાંગ**- ૩ હજાર મૈલ. | **યુફ્રેતિસ** —૧૭ સો મૈલ. |
| **એનિસી.** —૨૯ સો મૈલ. | **સિંધુ** —૧૭ સો મૈલ. |
| **હોઆંગહો**—૨૬ સો મૈલ. | **મએકયાંગ**—૧૭ સો મૈલ. |
| **ઓબ્બો** —૨૫ સો મૈલ. | **ગંગા** —૧૫ સો મૈલ. |
| **ઈર્તિસ** —૨૫ સો મૈલ. | **બ્રહ્મપુત્રા** —૧૫ સો મૈલ. |
| **લીના** —૨૪ સો મૈલ. | **આમૂ** —૧૩ સો મૈલ. |
| **આમૂ** —૨૩ સો મૈલ. | **સિહૂન** —૧૨ સો મૈલ. |
| | **ઈરાવતી** —૧૨ સો મૈલ. |

# રૂશિઆ.

એનાં બે ભાગ કર્યા છે. એક પશ્ચિમ સૈબીરિઆ, ને બીજો પૂર્વ સૈબીરિઆ.

## મુખ્ય શેહેરો.

**ટોબોલસ્ક**—ઇર્તિસ નદીપર, એ રાજધાની શેહેરછે. એમાં શિઆળો એટલોતો સખ્ત પડેછે કે પારો પણ બંધાઈ જાયછે.

**ઇર્કુત્સ્ક**—એ પૂર્વ સૈબીરિઆની રાજધાંની. બૈકલ સરોવરની નઝદિક.

**યાકૂત્સ્ક**—લીના નદીપર. એમા ટહાડ ઘણી પડેછે.

**તોમ્સ્ક**—એ ઓબી નદીપર.

## સાધારણ વિચર.

જ્યોર્જીઆના ભાગવિના રૂશિઆની લંબાઈ પૂર્વેથી તે પશ્ચિમ સુધી ૪ હજાર મૈલ તથા ઉત્તરથી તે દક્ષિણ સુધી પોહોલાઈ ૧૯ સૌ મૈલ અને વિસ્તાર ૫૫ લાખ ચોરસ મૈલછે. વસ્તી ૮૦ લાખ માણસની ગણાયછે.

રૂશિઆનો મુલક સાધારણ રીતે બોલતાં સર્દીવાળો ને વગર પાકનો ઉજડ મેદાંન છે. અત્રે ઠંડીનો કસ્સો સૂમાર નથી. અહિયાંના લોક દેખાવડાં, બાંધાના મજબુત પણ જંગલી ને અજ્ઞાની હાલતમાં છે. અત્રે જો કંઈબી

વેપાર ચાલતો હોય તો તે સોના રૂપાં વગેરે ધાતુઓનો, તથા જાનવરોના વાલનો છે. યુરોપના રશિઆમાંથી રાજદ્વારી તથા ફોજદારી બંધવાઓને અહિયાં દેશ નિકાલ કરી તેઓથી સંસ્થાનો વસાવેછે. વળી ધાતુની ખાણો ઉપર કામે પણ તેઓનેજ લગાડીઆમાં આવેછે. લોકોનો મોટો ભાગ ગ્રિકચર્ચ પંથનો છે; તોપણ કેટલાક મુસલમાનો તથા કોઈ કોઈ મુર્તિપૂજકો પણ અત્રે વસેછે. એ મુલકપર યુરોપના રશિઆના સાહનશાહ (ઝાર) ની હકુમત ચાલેછે.

## તુર્કસ્તાન.

### એના ૬ પ્રાંત કર્યાછે તેના નામો.

૧—એશિયા મૈનર.

૨—સિરિઆ.

૩—અલજઝીરા (અથવા મિસોપોતેમિયા).

૪—ઈરાકઅરબી (અથવા ખાલ્ડીઆ).

૫—આર્મિનિઆ.

૬—કુર્દિસ્તાન (અથવા આસિરિઆ.)

### મુખ્ય શેહેરો.

**સ્મિર્ના**—એ એશિયા મૈનર પ્રાંતમાંછે. એ યુરોપિઅન વેપારનું મુખ્ય ને મોટું મકક છે. અહિંથી સુકા મેવાની ઘણીજ મોટી નિકાસ થાયછે. એ શેહેર પ્રખ્યાત હોમર

નામનાં યૂનાની સાહેરની જન્મભૂમિનો દાવો કરેછે. વારંવાર ધરતીકંપ અત્રે થયા કરેછે, પણ જમીન રસાળ અને બંદર સારૂંછે. વસ્તી સૂમારે ૧ થી ૨ લાખની વચ્ચેછે.

**અલેપો (અથવા હલબ)** એ સિરિઆ પ્રાંતમાં રાજધાની શેહેર છે. એ શેહેરને ૩ા મૈલ ફરતો, ૩૦ ફીટ ઉંચો, ને ૨૦ ફીટ પોહોળો એવો એક કોટછે. શેહેરમાં પાણી પુરૂં પાડવાને ઘણા પ્રાચીન કાળનો બાંધેલો પાણીનો નળછે. અને જો કે ઘણીકવાર એ શેહેર મધે ધરતી કંપ થયા તોપણ તે હજૂર સારી હાલતમાં સલામત રહ્યોછે. અત્રે રેશમ તથા રૂનો સારો વેપાર ચાલેછે. એ શેહેર સન ૧૮૨૨ માં ધરતીકંપે કરીને નઝદિક બધું નાશ પામ્યું હતું. તેમાં ૨૦ હજાર માણસ મરણ પામ્યા, અને તેટલાંજ વધતાં ઓછાં ઘાયલ થયાં હતાં. અહિંની હવા સારીછે. અત્રે એક જાતનો ફોલ્લો થાયછે તે લાંબો વખત સૂધી રહીને તેના ઘા પડેછે પછે તે ફોલ્લો સારો થયા છતાં ઘા હમેસનો રહી જાયછે.

**દમાસ્કસ (અથવા અલશામ)**—એ પણ સિરિઆ પ્રાંતમાં છે. દુનિયામાં જુનામાં જુના શેહેરો મધેનુ એ એક પુરાંણું શેહેરછે. અત્રેની સર્વેથી સરસ ઇમારતો મધે એક મસીદછે, જેની લંબાઈ ૬૫૦ ફીટ, તથા પોહોલાઈ ૧૫૦ ફીટનીછે. તે ઉપર જેમ મુસલમાનો તેમજ ખ્રિસ્તીઓ પણ દાવો કરેછે. ખ્રિસ્તી ધર્મની બાપ્તિસમ

નામની ક્રિયા કરનાર યોહાન તેની એમાં કબર છે અને તેમાં હજુર તેનું ડકું છે એમ માની ખ્રિસ્તીઓ તેને પવિત્ર ગણે છે; અને મુસલમાનો મક્કાની કાબામાં જવાનો દરવાજો અહિંથીજ સરૂ થતો સમજીને તેને માને છે. સન ૧૮૬૦ માં ખ્રિસ્તી લોકોની અત્રે ભારે કતલ થાઈ હતી. અત્રે રેશમી અને સૂતરાઉ કાપડ, ચાંમડાં, અને સાબુ વગેરે વખાણવા જોગ બને છે.

**જેરૂસલમ**—એ સિરિઆ પ્રાંતમાં પાલિસ્ટાઈનવાલા ભાગમાં છે. અહિંયાં ઈશુખ્રિસ્તને યાહુદીઓએ સુલીએ ચઢાવી તેનો જાંન લીધો હતો. એ શેહેરને ખ્રિસ્તીઓ ઘણુંજ પવિત્ર ગણે છે. એમાં દાઉદના દીકરા સુલેમાન પાદશાહે એક ઘણું મોટું અને પ્રસિદ્ધ દેવળ બંધાવ્યું હતું. ઈ૦ સ૦ ૭૦ મે વર્ષે રોમન પાદશાહ તૈતસે એ શેહેરની ખરાબી કીધી. ત્યારબાદ રફતે રફતે કંઈક પાછું બંધાવું ને વસ્યું; પણ એકવાર યાહુદીઓએ પોતાના હાથમાંથી જે ખોયું તે ફરીને તેઓ મેળવી શક્યા નહીં. રોમન, ઈરાંની, અરબ, ખ્રિસ્તી, અને તુર્કી એઓ અનુક્રમે વારાફરતી તેના ધણી થઈ પડ્યા હતા. સર્વેથી સરસ ઈમારતમાં અરબ લોકે બંધાવેલી ઓમારની મશીદ છે;—અને એથી ઉતરતી ઈમારતમાં થડગા નામનું દેવળ છે. એ દેવળ રોમન પાદશાહ કાનસ્તાનતૈન ધિ ગ્રેટ જે સર્વ પાદશાહોમાં પેહેલો ખ્રિસ્તી થયો હતો તેની માતા હેલીનાએ

બંધાવ્યું હતું. હરસાલ ઘણા દૂરથી હજારો ખ્રિસ્તીઓ એ શેહેરમાં જાત્રા કરવાને આવેછે.

**બઘદાદ**—એ ઈરાક અરબી પ્રાંતમાં તૈગ્રિસ નદીને કાંઠેછે. એ શેહેર ઈ૦ સ૦ ૭૬૩ માં અલમનસૂર નામે મુસલમાન ધર્મનો જે વડો ખલીફ તેણે બંધાવ્યું હતું, ત્યાર પછે તેના પૌત્ર જગત પ્રસિદ્ધ ખલીફ હારૂનઅલરશીદ એ શેહેર વધારીને ઘણુંજ શોભાયમાન કીધું હતું. તે વેળા એ શેહેર વિદ્યા, એલમ તથા કળા કૌશલ્યનું મઠક ગણાતું હતું; અને આબાદી ઘણા વર્ષો ચાલી હતી, પણ સન ૧૨૫૯ માં જંઘિસખાનનાં પૌત્ર હોલાખૂખાંને એ શેહેરપર લૂટ ચલાવી, તથા તે વખતપરના ખલીફાને તેના તમામ કુટુંબ કબીલાસુધાં ઘાતકીપણે જીવથી મરાવ્યાં તથા ૮ લાખ રેહેવાસીઓની પણ કતલ કરાવી, ત્યારથી એ શેહેર પડતી દશામાં આવ્યું. એ સન ૧૬૩૮ થી તુર્કીઓ હસ્તક રહ્યુંછે. વંજાર તથા પોઠીઓની મારફતે અત્રે સારો વેપાર ચાલેછે. માણસોની વસ્તી ૭૦ હજારની ગણાયછે.

**બસ્રા**—એ ઈરાક અરબી પ્રાંતમાં યુફ્રેતિસ અને તૈગ્રિસ નદીઓના સંગમ ઉપરછે. ઈરાંની અખાતમાં એ એક મોટું ને સારૂં વેપાર સાથનું બંદરછે.

**બાબીલન**—ઈરાક અરબી પ્રાંતમાં યુફ્રેતિસ નદીની પશ્ચિમ આગળા જમાનામાં એક મહાબલ રાજની રાજધાની

શેહેર હતું. એક પ્રાચીન ઇતિહાસ કરતા એવું જણાવે છે કે જ્યારે એ શેહેર પોતાની મોટાઇમાં હતું ત્યારે ૬૦ મૈલનો એનો ઘેરાવો હતો. ગ્રિસ દેશનો નામાંકિત પાદશાહ સિકંદર જેને અલેકઝાંડર ધી ગ્રેટ કરીને પણ કહેછે તે ઇ૦ સ૦ પે૦ ૩૨૩ ના સાલમાં અહિયાં મરણ પામ્યો હતો. એ શેહેરને હવડાં હિલાહ કરીને કહેછે.

**મોસેલ**—એ અલજઝીરા પ્રાંતમાં ત્રૈગ્રિસ નદીપર છે. એ શેહેર મધેથી ઘણીક આગળા વખતની બાકી રહેલી ચીજો મી૦ લેઅર્ડ નામના અંગ્રેજ મુસાફરે ઘણીક સોધો કરીને થોડુંકની વાતપર મેળવી છે. અને તે હાલમાં ઇંગ્લાંડ મધેના બ્રિટિશ સંગ્રહસ્થાનમાં મેળવામાં આવીછે. એ મધેની કેટલીકનું પૂરાતનપણું ઇ૦ સ૦ પે૦ ૧૫ સદી આગમચનું ધારવામાં આવેછે. અને ઘણા નઝદિકના વખતનીઓ લેતાં ઇ૦ સ૦ પે૦ ૬૦૦ વર્ષ પછેની તો નહીજ હોય એવું માનવામાં આવેછે. ડાઇઆડોરસ નામનો ઇતિહાસ કરતા કહેછે કે આગળા વખતમાં નિનિવી (કારણ કે એજ શેહેર તે આગળું નિનિવી હતું એમ કેટલાક ધારેછે) એટલુ તો મોટું શેહેર હતું કે ફકત તેનો એક ઘેરાવો પૂરો કરતાં ત્રણ દિવસ લાગતા હતા, ને ત્યાંહ ૬ લાખ માણસની વસ્તી હતી, એ શેહેરમાં ગરમ પાણીના ઝરાછે. સન ૧૮૨૫ માં અહિંયાં દુકાલ પડયો તે ત્રણ વર્ષ સૂધી જારી રહ્યો

હતો ને ત્યારબાદ નવમાસ સૂધી મર્કી ચાલી હતી જેમાં ૧૮ હજાર માણસો મરણ પામ્યાં હતાં.

**અર્ઝરૂમ**—એ અર્મીનિઆ પ્રાંતમાં યુફ્રેતિસ નદીના કીનારા પરછે. એને કાળા સમુદ્ર અને ઇરાંન સાથે સારો વેપાર ચાલેછે. સમુદ્રની સપાટીથી એ ૭ હજાર ફીટની ઊંચાઇએ આવેલું છે તેથી અત્રે ટહાડ ઘણી પડે છે. અહિંયાં ઢોર તથા ઘેટાં વગેરેની સારી નીપજ થાયછે.

**ત્રેબીઝાંન**—એ એશિયા મૈનર પ્રાંતમાં કાળા સમુદ્રપર બંદર છે. કોટ અને બહારકોટ એવા એના બે ભાગછે. કોટમાં માત્ર મુસલમાનોનેજ રેહેવાની છૂટ છે. બીજાં લોકોને બહારકોટમાં રેહેવું પડેછે. આગળા વખતનું એ એક શેહેર છે, આગળ વેપાર પણ બહોળો હતો તે પડતી હાલતમાં આવીને પાછો સન ૧૮૩૦ થી કંઇક વધવા લાગ્યો છે.

## સાધારણ વિચાર.

તુર્કસ્તાન લંબાઇમાં આર્કિપેલેગોથી તે આરારાતનાં પર્વતસૂધી ૯૫૦ મૈલ, પહોળાઇમાં કાળા સમુદ્રથી તે સૈરીઆની છેક દક્ષિણ હદસૂધી ૭૬૦ મૈલ, અને વિસ્તારમાં ૬ લાખ ૭૦ હજાર ચોરસ મૈલ છે. વસ્તી સૂમારે ૧ કરોડને ૬૦ લાખની ગણાયછે.

તુર્કસ્તાન પ્રાચીન કાલમાં ઘણો નામાંકિત અને અગત્ય ધરાવનાર એક મુલક ગણતો હતો. એ મુલક દેખાવે પહાડી અને જંગલોથી ભરપુર, આબોહવામાં આનંદકારી, તથા જમીન સારી નીપજવાળી અને ફલવંત છે; તોપણ લોકોની રહેવાની રીતભાત સારી ને સૂઘડ ન હોવાને લીધે વારેઘડી મરકી ફેલાવો પામેછે. તેમજ વળી લોકો અજ્ઞાન, તથા હાકેમ તરફનો ગેર બંદોબસ્ત અને આપ ખુદ સત્તાને લીધે ખેતીવાડી ઘણી કંગાળ હાલતમાં રહીછે. મુખ્ય કરીને અહિયાંની ખાણો ઘણી રસાલ ને ફલવંત છે. અત્રે અંગારા જાતના બકરાંની સારી નીપજ છે. તેનાં બાલ ઘણા લાંબા નરમ ને રેશમ જેવા હોવાથી તેની કેમલીટ અને સાલ ઘણી સારી બનેછે. બીજાં જાનવરોની પેદાસમાં સિંહ, તરસ, કોલ્હાં, હરણ, વગેરે હોયછે. ઘણો ખરો વેપાર ગાલીચા, રેશમી તથા સુતરાઉ માલ, જાંનવરોના વાલ, રૂહીબાબ વગેરે વસાણા, ગહું, જવ, તમાકુ, અફીમ અને દ્રાક્ષ વગેરે બીજા તરેહવાર મેવાનો છે. લોકો મહમદી ધર્મ પાળનારા છે. અત્રે હકુમતપર આવનારને વાઇસરાય અથવા પાશ્છા કરીને કહેછે. લોકોના જીવવા અને મરવાની વાત માત્ર તેની મરજીપર આધાર રાખેછે. યૂરોપના તુર્કી સુલતાનને તે માત્ર નામનો તાબેદાર હોયછે.

# અરબસ્તાન.

## મુખ્ય શેહેરો.

**મક્કા**—એ રાજધાની મહમદ પેગાંબરનો ઈ૰ સ૰ ૫૬૯ માં અહિં જન્મ થયો હતો, માટે મુસલમાનોનું જાત્રા કરવાનું મુખ્ય ધર્મક્ષેત્ર ગણાયછે. મુખ્ય ઈમારતોમાં બૈતુલ્લા અથવા અલહરાંમ નામે મશીદછે. અહિયાંજ ૧૮ કદમ લાંબી ૧૪ કદમ પહોલી ને સુમારે ૪૦ ફીટ ઊંચી એવી એક કાબા નામની પવિત્ર ઈમારત છે. જેનાં માહેલા ભાગમાં ઈશાન ખુણે એક કાળો પથરછે. તેનું ચુબન એ લોકો કરેછે. હરસાલ દેશદેશના હજારો મુસલમાનો જાત્રા કરવાનો અહીં આવેછે. તે વેળા વેપાર પણ બહોળો ચાલેછે. પણ સત્તાવાળાઓ તરફનો ગેર બંદોબસ્ત, ખરાબ હવા, તથા મર્કીને કારણે જેટલું લોક ત્યાં જાત્રામાં ભેગું થાયછે તે બધું સહી સલામત પાછું પોતપોતાને ઠામે પહોંચવા પામતું નથી. અત્રે જાથુકની વસ્તી ૩૦ હજાર માણસની કહેવાયછે.

**જદ્દા**—એ અરબસ્તાનના હિજાજ પ્રાંતમાં રાતા સમુદ્રને કાંઠે બંદરછે. બહારનાં દેશો સાથના વેપારનુ એ મુખ્ય મઠક છે.

**મદીના**—મહમદ મક્કેથી નાસીને અહિયાં આવી પહોંચ્યો ત્યારથીજ એનો હીજરી સને ચાલુ થયોછે. તે આ ઠેકાણે ઈ૰ સ૰ ૬૩૨ માં ૬૩ વર્ષની ઉમરે મરણ પામ્યો. આ જગોએ મહમદની, અબુબકરની, ઓમારની અને

મહમદની બેટી ફાતમાબી (જે અલ્લીની સ્ત્રી થાય) ની કબરો છે. એ શેહેરનેબી મુસલમાનો પોતાના ધર્મનું પવિત્ર મઠક ગણેછે. એ શેહેરને ૪૦ ફીટ ઉંચાઈનો ફરતો એક કોટછે ને તેને ત્રણ મોટા દરવાજાછે.

**મોખ્ખા**—દક્ષિણ પશ્ચિમે રાતા સમુદ્રપર મોટું વેપારનું બંદર છે. નીકાસ માલગાં મુખ્ય કાફીછે. તે સિવાય ખારેક, ગુંદર, ગેંડાનાં શિંગડાં તથા ચામડાં અને હાથીદાંત વગેરે વેપારની જણસો છે. એ શેહેર બાબલમાનદેબની સામુદ્રધુનીથી ઉત્તરે ૪૦ મૈલને છેટે છે.

**મસ્કત**—એ અગ્નિ ખૂણાપર વેપારનું બંદર છે. અહીં અરબ,-ઈરાની,-કુર્દિ,-અફગાનિ,-બલુચિ,-અને હિંદુ વગેરે લોકોની વસ્તીછે. એ શેહેર દરીઆમાંથી દૂરથી જોયું હોયતો ભભકાદાર જણાય છે, પણ અંદર જઈને જોયું હોયતો ઘરો કંગાળ અને રસ્તા નાના અડચણવાળા ને તે સાથે ગંદા નજર પડેછે. જુલાઈ તથા આગસ્ટ માસમાં તાપ ઘણોજ સખ્ત મારેછે, જેથી તાપનો રોગ ફેલાયછે. અહિયાના વેપારી વહાણો (બગલા) હિંદુસ્તાન, સિંગાપુર, જાવા, મોરિશસ વગેરે દેશોમાં વેપારને અર્થે જાયછે. અત્રેનો રાજ્યાધીકારી ઈમામનાં નામથી ઓલખાયછે. અને તેનાં કેટલાક લડાઈનાં વહાણો પણ હોયછે.

**એદન**—એ દક્ષિણ પશ્ચિમ કોસ્તાપર બાબલમાનડેબની સામુદ્રધુનીની પાસેછે. એ એક ભૂશિર છે. એ બંદર સન

૧૮૩૯ માં માજી ઇસ્ટ ઈંડિઆ કંપનીએ અરબ લોકો પાસેથી પોતાને હાત કરી લીધું હતું. આગળા વખતમાં યૂનાનીઓ એ ગાંમથી જાંણીતા હતા; અને એજ માર્ગે હિંદુસ્તાન અને મિસર વચ્ચે વેપાર ચાલતો હતો.

## સાધારણ વિચાર.

અરબસ્તાનની લંબાઈ યુફ્રેતિસ નદીથી તે બાબલમાનડેબની સામુદ્રધુની સૂધી ૧૫ સો મૈલ, પોહોલાઈ પશ્ચિમે રાતા સમુદ્રથી તે પૂર્વે રાસલ હદના બિંદૂસુધી ૧૩ સો મૈલ, અને વિસ્તાર ૧૨ લાખ ચોરસ મૈલછે. વસ્તી ૧ કરોડને ૨૦ લાખ માણસની ગણાયછે.

આ મુલકની હવા અતિશે ગરમછે. એનો મધ્ય ભાગ સપાટ ફલવંત, અને વહાબી જાતનાં લોકોની વસ્તીથી ભરેલોછે. પણ આસપાસ ઘણા મોટાં ડરાંમણાં ને ગંજાવર રેતીના રાનો ફરી વળ્યાંછે. વેપારની મુખ્ય જણાસોમાં ખજૂર, કાફી, ગુંદર, ઇશેરા વગેરે વસાણાની નીપજ થાયછે. અહિયાંના ઘોડાની ખુબસૂરતી, ઝડપ, બળ, તથા ઇનામદારીને લીધે એ દેશ પ્રસિદ્ધ છે. વળી અરબ જેવા ભટકતાઓને અને તેમના દેશને બંદબેસ્તું ને ઉપયોગી જાનવર જે ઊંટ તેની પણ અત્રે સારીજ પેદાસછે. જંગલી જાનવરોમાં વરૂ, કોલ્હું, તરસ, ચિત્તા, હરણ વગેરેની વસ્તીછે. અરબસ્તાન મહમદ પેગાંબરની અને તેણે ઉભા

ઝીધેલા ધર્મની જન્મભૂમિ માટે પ્રખ્યાતછે. અરબ લોક મધ્યમ બાંધાના, ભુરા રંગના ગંભીર પણ ઉદાસ ચેરાનાં હોયછે. તેઓ જાતે બહાદૂર, અચ્છા ઘોડસ્વાર, ને અથીઆર વાપરવામાં ઘણી સફાઈ બતાવનારા છે. જ્યાં ને જ્યાંસૂધી તેઓને ખોરાક પાણી મળે ત્યાં ને ત્યાંસૂધી તેઓ હરેક જગોએ પોતાના તંબુ મારીને પડી રહેછે, ને અહિંથી તહિં ભટકીને રહાદારીઓ તથા મુસાફરોના કાફલાઓ ઉપર તુટિ પડીને લુટફાટ કરીને પોતાનું ગુજરાન કરેછે. પણ પોતપોતમાં તેમજ તેઓને ત્યાં ગએલા પરોણાસાથ ઘણી લાયકી ભરેલા રહેછે. તેઓ પોતાના પરોણાની પરોણાચાર કરવામાં ઘણી લાયકી, ઇમાનદારી, સભ્યતા અને દયા દખાડછે. આ લોક ઘણીક એક બીજીથી સ્વતંત્ર ટોલીઓમાં વહેંચાઈ ગએલા હોયછે, તે દરેક ટોળીને માથે એકેક સરદાર હોયછે, તેને શેખ, શેરીફ, કલીફ, ઇમામ કે અમીર વગેરેના નામથી ઓળખેછે. તેની સત્તા એક બાપ પોતાના બચ્ચાં ઉપર જેટલી ને જેવી ધરાવેછે તેટલી ને તેવી હોયછે.

## ઇરાન.

### મુખ્ય શેહેરો.

**તેહરાન**—એ કાસ્પિઅન સમુદ્રની દક્ષિણે રાજધાનીનું શેહેર છે. ઉન્હાળામાં અહિંની હવા ઘણી ગરમ, તથા ખરાબ અને રોગીષ્ટ હોયછે, તે વળાય પાદશાહ, તેનું

લશ્કર, અને મોટા માતબર લોકો શેહેર છોડી ઉત્તર પશ્ચિમે ૧૫૦ મૈલનાં અંતરપર આવેલા સુલતાનીઆના મેદાનમાં તંબુઓ મારીને ત્યાં રહેછે. એ શેહેરમાં કિસ્ત નામની એક મોટી અને નામીચી ઇમારત છે.

**ઇસ્પહાન**—એ તેહરાંનની દક્ષિણે અસલના વખ્તની રાજધાની. એ શેહેરની આસપાસ ઘણાંસારાં ને રસાલ મેદાનોછે. આ શેહેરની પેહેલી ખરાબી પાદશા તૈમુરલંગે કીધી, ત્યારપછે અફગાન લોકે ઇ૦ સ૦ ૧૭૨૨ માં તેની પૂરી ખરાબી કીધી. ખરાબી થયાની આગમચ અહિ મોટી મશીદો, પાઠશાળાઓ અને મુસાફર ખાનાઓ વગેરે પુષ્કળ હતાં. જો કે એ શેહેરની ખરાબી થવામાં હવે બાકાત કસી રહી નથી તોબી હવડાપણ એમાં ૧ લાખ આદમીની વસ્તી અને સારો વેપારછે.

**શિરાજ**—હાલમાં એ ફારસ પ્રાંતનું મુખ્ય શેહેર છે. એકવાર એ આખાં ઇરાનનું રાજધાની શેહેર હતું. એ શેહેરની ખુબસૂરતીનુ બયાન ફારસી સાહેરોએ ઘણું સુંદર રીતે કીધુંછે. સન ૧૮૨૪ માં ધરતીકંપે કરીને એ શેહેરની ઘણી ખરાબી થઇ; અહિંયાં નીમકનો વેપાર સારો ચાલેછે. સાદી અને હાફેજ નામનાં નામીચા સાહેરોની એ શેહેર જન્મભૂમિ ગણાયછે. રૂશિયા ને તુર્કિ સાથે એને બહોળો વેપારછે.

**અબુશેહેર**—પશ્ચિમે ઇરાંની અખાતપર વેપારી બંદરછે.

**ગોમબરૂન**—(અથવા બંદર આબાસ)–એ ઈરાંની અખાતમાં દાખલ થતાંજ કાંઠાપર બંદર છે. અગાઉ ઈંગ્રેજો, ફ્રેંચ, અને ડચ લોકની અત્રે વખારો હતી. એ ઉપર મસ્કતના ઇમામની હકુમત ચાલેછે. વસ્તી ઝાઝી નથી પણ વેપાર સારો ચાલેછે.

**તાબ્રિજ**—એ ઉરૂમિઆ સરોવરની પૂર્વે, આજરબીજાંન પ્રાંતનું મુખ્ય શેહેરછે. એ શેહેરની આસપાસ બાગબગીચા ને વાડીઓ પુષ્કળછે. એને ઘણીવાર શત્રૂઓએ લૂટ્યું, તેમજ વળી વારંવાર ધરતી કંપે પણ ઘણો નાશ કીધો. અત્રે શિઆળો ઘણો સખ્ત ગુજરેછે.

**રેશ્ત**—કાસ્પિઅન સમુદ્રપર એક ઘણું મોટું શેહેરછે. એ મધે વેપાર ઘણો બહોળો ચાલેછે. વસ્તી ૬૦ હજાર માણસની ગણાયછે.

**આસ્ત્રાબાદ**—માઝંદરાન પ્રાંતના પૂર્વ તરફના વિભાગમા ગૂરગાન નદીને કાંઠેછે, અને જોકે વેપારને લાયક જગોએ એ આવ્યુંછે તોબી વેપાર ઝાઝો ખીલ્યો નથી, અહિંની હવા એટલી ખરાબછે કે સાધારણ રીતે "મર્કીનુ ઘર" કરીને એ શેહેરને કહેવામાં આવેછે.

**મુશેદ**—કાસ્પિઅન સમુદ્રની દક્ષિણ પૂર્વે ખુરાશાન પ્રાંતનું મુખ્ય શેહેર છે, એની આસપાસ ફરતો કોટ બાંધી લીધેલોછે. ઈમામ રીજા નામના નામાંકિત પુરૂષની મોટી ને ઘણી સુંદર કબર અહિંયાંછે તેમજ પ્રખ્યાત

ખલીફ હારૂનઅલ રશીદની પણ કબર અહિંછે. આગળા વખતમાં એ શેહેર ઘણું આબાદ હતું. બુખારા, હિરાત અને બીજી જગાઓ સાથે એને ભારી વેપાર ચાલેછે.

**યજદ**—એ શેહેર ઇરાક અજમી પ્રાંતની પૂર્વે રેતીનાં મેદાનમાં વસેલુંછે. રેશમ, ગાલીચા, કાપડ, ને વાસણ બનાવવાના અત્રે કારખાનાંછે. એ શેહેરમાં પારસી લોકોની કંઇક વસ્તી છે. તેઓ જાતે ગરીબ અને મેહેનતુંછે પણ ધર્મસંબંધી જુદાઇને લીધે સરકાર તરફનો ભારે જુલમ ખમેછે.

**કેર્માન**—અસલ એ મોટું ને નામીચું શેહેર હતું. અહિયાં કંઇક ઉનનો વેપાર ચાલેછે. શાળ ને ગાલીચા અત્રે ઘણા સારાં બનેછે.

## સાધારણ વિચાર.

આ દેશની લંબાઈ યુફ્રેતિસ અને તૈગ્રિસ નદીઓનાં સંગમથી તે અફગાનિસ્તાનની સીમાસૂધી ૭૬૦ મૈલ, પહોલાઈ કાસ્પિઅન સમુદ્રપર આવેલાં આસ્ત્રાબાદ શેહેરથી તે ઇરાની અખાતસૂધી ૭૦૦ મૈલ, અને વિસ્તાર ૪ લાખ ૫૦ હજાર ચોરસ મૈલછે. વસ્તી સુમારે ૧ કરોડ આદમીની ગણાયછે.

સામાન્ય રીતે ઇરાનનો મુલુક ઘણોખરો પહાડી છે. આબા હવા તરેહવાર છે. પહાડના મથાળાપર જેમ ઘણી ઠંડીછે, તેમ હેઠાંણની જગોપર ગરમી પુષ્કળ પડેછે. જો ઉત્તર તરફની જમીન ઘણી માતબર તથા રસાળછે, તો

દક્ષિણ ભાગ તદન નકામો ને ઉજડછે. સાધારણ પેદાસ ઘઉ, ચોખા, જવ તથા બીજી જાતનો અનાજ અને તે સાથે રૂ, તમાકૂ, અફીમ, તથા રૂહીબાબ વગેરે વસાંણા અને ઘણી સારી જાતનો મેવોછે. જાંનવરોમાં ઘોડા તથા ઘણી સારી જાતનાં કુતરાં હોયછે. અત્રે ખચ્ચર, ગધેડાં અને ઊંટ ઘણા વપરાયછે. સિંહ, વાઘ, ખડચાવાઘ, રિંછ, ચિત્તા, જંગલી ડુક્કર વગેરેની પણ નીપજ થાયછે. અત્રેના કેટલાક ભાગમાં કંઈક દરજ્જે લોઢું, શીશું, ત્રાંબું ને રૂપું વગેરે ધાતુ મળેછે, પણ ખણીજ પદાર્થમાં તબ્રિજનો મરમર નામનો એક જાતનો પારદર્શક પથર ઘણો વખણાયછે; તે બારીઓમાં કાચને બદલે વાપરી શકાયછે. અત્રે ગાલીચા, રેશમ, કીનખાબ, ઉનનું તથા સુતરાઉ કાપડ, ચાંમડાં અને પોલાદી સામાન વગેરેના કારખાના સારાંછે, અને તેનો વેપાર પણ ઠીક ચાલેછે. ઈરાંનીઓ મોજી, ચંચલ, બાહોસ અને ઘણું કરીને ઉગમણ તરફના બીજા મુલ્કોના લોકોમાં તેઓ કેળવાયલા હોયછે. પણ તેઓ ઠગારા ને દગલબાજ હોય એમ બોલાયછે. અહિંની રાજ્ય સત્તા આપખુદછે, રાજના ધારા કુરાંનને આધારે બાંધેલા હોયછે. લોકો બધા મહમદી ધર્મ માનનારા છે પણ કોઈ કોઈ ઠેકાંણે આ મુલ્કના અસલ માલેક જરતોસ્તી યજદાંપરસ્તી લોકો હજુર કંગાળ અને હારમારી ભરેલી અવસ્થા ગુજારતા રહેલા છે.

# અફગાનિસ્તાન.

એ મધે બલૂચિસ્તાન કરીને મોટો પ્રાંતછે.

## મુખ્ય શેહેરો.

કાબુલ—કાબુલ નદીપર રાજધાનીનું શેહેર, દરીઆની સપાટીથી એ ૬૪૦૦ ફીટ ઊચુંછે. અત્રે બાલા હિસાર નામે એક કિલ્લો છે. દીલ્હીના પાદશાહ બાબરની અહિં કબર છે. એને રૂશિઆ, ચીન, તુર્કસ્તાન અને હિંદુસ્તાન સાથે ઘણો સારો વેપાર ચાલેછે. સને ૧૮૪૨ માં ૩૮૦૦ ઈંગ્લિશ સોલજર અને ૧૨ હજાર બીજાં લશ્કર સાથે ગએલાં માણસોની એકંદર કતલ થઈ હતી.

જલાલાબાદ—એ પૂર્વ બાજુએછે. સન ૧૮૪૨ માં ઈંગ્લિશ ફોજ ઉપર અહિયાં ઘણી વિકટ મુસીબત ગૂજરી હતી. સર રાબર્ટ સેલની સરદારી હેઠલની એક નાંની ઈંગ્લિશ લશ્કરની ટુકડીએ ઘણીજ બહાદુરીથી પોતાનો બચાવ કીધો હતો.

પેશાવર—એ કાબુલ તથા સિંધુ નદીઓનાં સંગમ ઉપર ખેબર ઘાટની પૂર્વે ૧૮ મૈલપર આવેલુંછે. પેહેલ વેહેલું અકબર બાદશાહે એ વસાવ્યું ત્યારે તે ઘણું મોટું અને ઘણું આબાદ શેહેર હતું, પણ અફગાનો પાસેથી પંજાબવાલા રણજીતસિંહે જીતી લીધું તે વેલા તેની ઘણી ખરાબી થઈ ને લુંટાઈ ગયું. હવડાં એ અંગ્રેજ સર-

કાર પાસેછે. અહિયા જેમ ઉન્હાળો ઘણો તપેછે તેમ ટાઢ પણ ઘણી પડેછે.

**ગીજની**—એ પશ્ચિમ બાજુએછે. ૧૧ મી સદીની સરૂવાતમાં સુલતાન મહમૂદ ગજનવીનાં મોટાં શેહેનસાત જેની હદ ગંગાથી તે તૈગ્રિસ સૂધી, અને જેક્‌ઝારતસથી તે હિંદી મહાસાગર સૂધીની હતી, તેની રાજધાંનીનુ એ પ્રખ્યાત શેહેર હતું. સમુદ્રની સપાઠીથી એ ૭ હજાર ફીટ ઊંચાઈએછે. સન ૧૮૩૯ માં અંગ્રેજ સરકારે લડાઇ કરીને એ લઇ લીવું.

**કંદહાર**—એ હેલમંદ નદીનાં સાખા ઉપર, એની આસ પાસની જમીન રસાલ અને બાગ બગીચાથી ભરેલીછે. એમાં મેવા ઘણી ઊચી જાતનો થાયછે. એ શેહેરમાં પાંણીનો સુકાળ છે. અમદશાહ પાદશાહની અત્રે કબર છે. એ શેહેર સિકંદર પાદશાહે વસાવ્યું હતું. સન ૧૮૩૯ થી તે ૪૨ સૂધી એ અંગ્રેજ સરકારના હાથમાં હતું.

**હિરાત**—એ ઉત્તર પશ્ચિમેછે. આગળા વખત જેવડું એ હમણા મોટું નથી. અત્રે વેપાર સારોછે. એ ઉપર સ્વતંત્ર હાકમી ચાલેછે. હિંસ્તાનમાં પશ્ચિમ તરફથી દાખલ થવાની એ એક કુંચી ગણાયછે, એ માટે સન ૧૮૫૫ માં ઇરાંનવાલાએ જ્યારે એ લઈ લીધું ત્યારે અંગ્રેજ સરકારે લડાઈ લઈ જઇને તેને પાછું સ્વતંત્ર કીધું.

**ખિલાત**—એ બલુચિસ્તાન પ્રાંતનું મુખ્ય શેહેરછે. સમુ-

દ્રની સપાટીથી ૮ હજાર ફીટની ઊંચાઈપર એ આવ્યું છે. એમાં ટાઢ ઘણી સખ્ત પડેછે.

## સાધારણ વિચાર.

એની લંબાઇ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૭૬૦ મૈલ, પહોળાઈ પૂર્વેથી તે પશ્ચિમ હદ સુધી ૬૪૦ મૈલ, વિસ્તાર ૪ લાખ ચોરસ મૈલ, અને વસ્તી સુમારે ૬૦ લાખ આદમીની ગણાયછે.

અફગાંનિસ્તાનનો મુલુક બલુચિસ્તાનના રેતીના મેદાંનથી તે બરફથી સદાના ઢંકાયલા હિંદુકુશના મથાળાંઓ સુધીમાં બધી જાતની આબ હવા તેમજ જમીન ધરાવેછે. જમીનનો જે ભાગ ખેતીનાં ઉપયોગમાં લેવાયોછે તેમાં યુરોપ તથા હિંદુસ્તાન મધે નિપજતો મેવો અને ભાજી તરકારી ઘણાં સારાં થાયછે. લોકોના સાધારણ ખોરક માટે ચોખા તથા ઘઉં, અને ઘોડાના ખોરાક સીજે જવની વાવણી કરેછે. અત્રે તરેહવાર જાનવરોની નિપજ થાયછે, પણ અત્રેનાં શેકારી જાતના કુતરાં ઘણાં સરસ કહેવાયછે. અહિયાનાં મેઢાં તેની ચરબીવાળી પૂછડીનાં ભારી વજન માટે પ્રખ્યાતછે. ફકત પૂછડીમાંથી ૧૦ થીતે ૧૨ રતલ સુધીની ચરબી નિકળેછે. અહિયાંનાં લોકો ઘણીક જાત અને ટોળામાં વેંહચાયલાછે. તેઓ બધા એક સરખી રીતે એકજ હાકમના તાબામાં રહેલા નથી, દરેક ટોળીને માથે તેમનો જે સરદાર કે ખાન હોયછે તેનાં તેઓ ફરમાબરદાર રહેછે.

જેઓ ખરા અફગાન કહેવાયછે તેઓ બહાદુર, શક્ત, અને લડવૈયા પણ ખવાસમા હરધા જંગલી લોકોછે. જોકે તેઓ જાતે મનના મોકલા અને ખોલ્લાં દિલના કહેવાયછે તોબી વેર તથા કીનો લેવાને તેઓ કદી ભૂલે એવા નથી. એ મુલૂકમા રાજકારોબારનો કંઈજ ધરો નથી, ઘડીમાં કેમ ને ઘડીમાં કેમ. એ લોકો પારકાઓથી સ્વતંત્ર રેહેવાને ઘણાં ખંતીછે તોપણ પોતપોતામાં તાબેદારી તથા અદબ અંદાજો સારો રાખેછે.

## તાતાર દેશ—સ્વતંત્ર તાતાર.

### મુખ્ય શેહેરો.

**બુખારા**—એ આમૂ અથવા આક્ષસ યા જીહૂન નદીની આગળ કોહિક નદીને કાંઠે, રાજધાંની શેહેરછે. એ મધે પાઠશાળા તથા મસીદોનો તો સૂમારજ નથી. ત્રણસે ઉપર તો ઈસલાંમી ધર્મની તાલીમ આપવાની પાઠશાળા છે. વસ્તી સુમારે ૧ લાખ ૬૦ હજાર માણસની ગણાયછે.

**સમરકંદ**—એ પૂર્વ બાજુએ કોહિક નદીને કાંઠે. એ આગળા વખ્તનું તાતાર વંશના તૈમૂરલંગ બાદશાહનું સન ૧૩૭૦ થીતે ૧૪૦૫ સૂધી રાજધાંની શેહેર હતું. એ પાદશાહની કબર એજ શેહેરમાછે. આગળા વખ્તમાં એ ઘણું મોટું, આબાદ, અને રમણીક શેહેર હતું, પણ હવડાં ઘણી પડતી હાલતમાંછે.

**બહ્ક**—આમૂ નદીની દક્ષિણે છે. પ્રાચીનકાળમાં મોટું ને નાંમીચું જરતોસ્તી ઇરાંનીઓનું જે રાજ્ય થઈ ગયું તેનું એ રાજધાની શેહેર હતું. જરતોસ્ત પેગાંમબરે પોતાનો ધર્મ શાહનશાહ ગુસતાસ્પની હજૂર તેની દરબારમાં પ્રગટ કીધો ને તે કબુલ કરાવ્યો તે શેહેર પણ એજ હતું. એ બનાવ બન્યાને આજ લગભગ ૭ હજાર વર્ષની મુદત ગુજરેલી ગણાય છે. ગ્રીક અથવા યૂનાની લોકે બાક્‌ત્રિઆનું જે રાજ સ્થાપ્યું હતું તેનું રાજધાની શેહેર પણ એજ હતું. એ શેહેરના ઘણા પુરાતમપણા ઉપરથી કોઈવાર એને "શેહેરોની માતા" કરીને કહેછે.

**ખીવ**—એ ઉત્તર પશ્ચિમે આમૂ નદીપર છે. એ વેપારી મઠકછે. અહિયાં **ખાંન** રહેછે. ગોલામોનું અત્રે મોટું બાજાર ચાલેછે.

**ખોકાન**—એ જેકઝારતસ અથવા સિહૂન નદીપરછે. એની આસપાસની જમીન સારી પાકવાળી છે. સૂમારે ત્રણસે મશીદ અને પચાસ હજાર ઘર છે પણ તે સર્વે મટોડીનું છે, વસતી ૧ લાખ ૫૦ હજાર સૂધીની બોલાયછે.

**તાશ્કંદ**—એ સિહૂન નદીને કાંઠેછે. એ શેહેર ઘણું પ્રાચીનકાળનું છતાં હજૂર સારી હાલતમાં છે. વસ્તીની ગણત્રી ૧ લાખ સૂધીની છે. રૂ તથા સેતુરના ઝાડની અત્રે ભારી રોપની ચાલેછે.

## સાધારણ વિચાર.

એ મુલૂકની લંબાઈ પૂર્વેથી તે પશ્ચિમ સુધી ૧૩૦૦ મૈલ, પહોળાઈ ઉત્તરથી તે દક્ષિણ સૂધી ૯૦૦ મૈલ, વિસ્તાર ૯ લાખ ચોરસ મૈલછે. વસ્તીની ગણત્રી ૬૦ લાખ આદમી સૂધીની થઈ શકેછે.

સ્વતંત્ર તાતારનો જે ભાગ આક્ષસ અને જેકઝારટસ નદીઓની નઝદિક આવ્યોછે તે ભાગ માત્ર ફલવંત તથા ખેતીવાડી થવા લાયકછે, બાકીનો ઘણું કરીને મોટો ભાગ માત્ર કાળી ને રાતી રેતીના રણોથી ભરેલાછે. આબ હવા સાધારણ રીતે ઠીકછે, તોપણ શીઆળો ઘણો સકત ગુજરે છે. રેહેવાસીઓનો મોટો ભાગ ચીનાઈ તાતારી લોકોનો છે, જેઓ માત્ર પોતાનું અને પોતાના ઢોરોનું ગુજરાન ભમતા અરબોની મુઆફક અહિથી તહિ ભટકી લૂટ કરી પૂરૂ કરેછે. તેઓ ઘણીક જૂદી જૂદી ટોળીઓમાં વેહેંચાઈ ગએલા હોયછે. દરેક ટોળી પોતાનો સરદાર જેને તેઓ ખાંન કરીને કહેછે તેની સત્તા હેઠળ રહેછે. એ ખાંન જે ધારા અમલમા લાવેછે તે કુરાંનને અનુસરીને બાંધેલા હોયછે. તેઓ લડવામાં બહાદુર, મગર ખૂની તથા દગાખોર હૈયાંનાં હોય છે. તેઓનો ધર્મ ઇસલાંમીછે. અત્રેનાં બકરાં ને મેંઢાં તેમનાં સારાં બાલ, ઉન, અને ચામડાંને માટે બહુ વખણાયછે. કેટલીક હદ સૂધી અત્રે ગુલાંમી ધંધો ચાલેછે.

# ચીનાઈ તાતાર.

## મુખ્ય શેહેરો.

કાશગર—એ શેહેરનાં બે ભાગછે. તેમાં એક મુસલમાં-નોનો અને બીજો ચીનાઓનો છે. અહિયાના લોકો ઘણા હુશીઆર કીસબી છે. વેપાર ઘણો સારો ચાલેછે. અત્રે રેશમ તથા ગાલીચાના કંઈક કારખાનાં છે.

યારકંદ—એ એજ નામના નદીને કાંઠેછે. એ બહુ મોટું શેહેર છે. વેપાર સારો ચાલેછે. વસ્તી સૂમારે ૧ લાખ આદમીની છે. લોકો મુસલમાન જાતીનાં છે. અહિયાં ચીનાઈ ગવરનરની ગાદીછે.

## સાધારણ વિચાર.

ચીનાઈ તાતારની વધુમાં વધુ લંબાઈ પૂર્વેથી તે પશ્ચિમ સૂધી ૩૦૦૦ મૈલ, વધુમાં વધુ પહોલાઈ ઉત્તરથી તે દક્ષિણ સૂધી ૧૨૦૦ મૈલ, વિસ્તાર ૩૩ લાખ ચોરસ મૈલ છે. વસ્તીની સંખ્યા ૧ કરોડ ને ૨૦ લાખ સૂધીની ગણાયછે.

ચીનાઈ તાતારના ઉત્તર ભાગની હવા શર્દ ને નાપસંદ છે. દક્ષિણ ભાગે ગોબી અથવા શાંમોનું ૧૪૦૦ મૈલ લંબાઈ ૭૦૦ મૈલ પહોલાઈ, અને ૩૫૦૦ ફુટ ઊંચાઇનું મોટું રે-તીનું રણછે.

# ટિબેટ.

## મુખ્ય શેહેરો.

**લાસા**—સાંપૂ નદીપર ચીનાઈ ટિબેટની રાજધાની. અહિંયાં ચીનના શાહંશાહે મુકરર કીધેલો ને મોકલેલો ગવરનર જેનરલ અથવા સર સુબ્બો રહેછે. અત્રે ઘણાંક બાજારો બરૂજો, અને દેહેરાંછે. બૌદ્ધ ધર્મનો સર્વેથી વડો જે મહાલામાને નામે બોલાય છે તેની પવિત્ર ધર્મ ગાદીનું મુખ્ય મઠક છે. શેહેરની મધ્યાંનમાં તેનું જે દેહેરૂંછે તેની અંદરની કારીગીરી અને રચનાં એવી તો કીધેલીછે કે દુનિયાંનાં કોઈબી ભાગમાં એવી કોઈજ જગો હશે, કે જ્યાં એની મુઆફક ધર્મ સંબંધી વિચારથી એના જેટલો ને જેવો સુના રૂપાનો ઉપયોગ કીધો હોય. અત્રેનાં ઘણા ખરાં ઘરો પથરની બાંધનીનાછે.

**લાડક** અથવા **લેહ**—એ સ્વતંત્ર ટિબેટની રાજધાંની. એ દરીઆની સપાટીથી ૧૧ હજાર ફીટ ઊંચાઇએ છે. અહિંયાં મહાલામાથી ઉતરતો લામા રહેછે.

## સાધારણ વિચાર.

ટિબેટની લંબાઈ પૂર્વથી તે પશ્ચિમ સુધી ૧૫૦૦ મૈલ, પોહોલાઈ ઉત્તરથી તે દક્ષિણ સુધી ૫૦૦ મૈલ, તથા વિસ્તાર ૭ લાખ ૫૦ હજાર ચોરસ મૈલછે. વસ્તીની ગણત્રી ૫૦ થીતે ૬૦ લાખ સુધીની સંખ્યાછે.

ટિબેટનો મુલૂક દરીઆની સપાટીથી ૧૪ હજાર ફીટ સુધી ઊંચાનપર સપાટ મેદાંનવાળો છે, તેની આજુબાજુએ તેથીબી બેવડી ઊંચાઈના હમેશ બરફથી ઢંકાયલા પર્વતો ફરીવળ્યાછે. દક્ષિણ એશિયાને લગતી જે મોટમોટી નદીઓ જેવીકે સિંધુ, સટલજ, જમના, ગંગા, સાંપૂ, અથવા બ્રહ્મ- પૂત્રા, ઇરાવાડી, અને યાંગસિક્યાંગનાં મૂળ એત્રેથીજ સરૂ થયાંછે. એત્રેની આબહવા સર્દ, ને એટલીતો સુકીછે કે સાહારાનાં રેતીનાં મહાભારત રણની ગરમીથી જે અસર વનસ્પતિ ઉપર થાયછે તેજ મલતી અસર આ દેશની હ- વાથી પણ થાયછે તે એમકે જો વનસ્પતિ હાથમાં લઈ ચોળી હોયતો તે તદન ભૂકી ભૂકી થઈ જાયછે. ખુદર- તથીજ એ મુલૂક ખેતીવાડીના કામને અનુસરતો નથી. જાનવરોમાં કસ્તુરચા હરણ, ઘણી સારી ઉનના મેંઢાં, તથા રેશમી બાલનાં બકરાં, વગેરેની સારી પેદાસ છે. અહિ કેટલીક જગોપરથી ઘણું ચોખ્ખું સોનું મલેછે. બીજા પદાર્થોમાં ટંકણખાર, શંધવ, હિંગલો વગેરેની ઘણી સારી નીપજ થાયછે.

## ચીન.

### મુખ્ય શેહેરો.

પેકીન—એ રાજધાંની શેહેર પીહો નદીપર છે. એ મધે ૨૦ લાખ કરતાં વધારે વસ્તી છે. એના ઉત્તર અને દક્ષિણ એવા બે ખોલલા ભાગોછે, જે મધેના એકમાં ચીનાઓ

વસેછે, અને તે વેપાર વણજનું મઠકછે. બીજામાં તાતારી લોકો, શાહનશાહ પોતે, તેના રાજદ્દુવારી અધિકારીઓ, મેહેલો, મોટમોટી હવેલીઓ તથા શેહેરના બચાવનું લશકર આતું વગેરેછે. શેહેરના મુખ્ય રસ્તા ઘણા લાંબા, સીધા, અને પોહોળાછે, પણ વળી બીજા તદન સાંકડા ને નાનાંછે. અત્રે ચોપડીઓ છાપવાનો અને વેચવાનો ઘણો ભારે રોજગાર ચાલેછે. વેપારીઓ પોતાની દુકાંનોને રંગીને તથા વાવટાઓ ઉડતા રાખીને અતિશોભીતી કરેછે.

**નાનકિન**—એ ચીન દેશમાં પેહેલા દરજાનું બીજું શેહેરછે. એ યાંગસિક્યાંગ નદીનાં દક્ષિણ કાંઠાપર આવ્યુંછે. એ શેહેરમાં વસ્તી ૧૨ લાખ માણસની ગણાયછે. આગળ એ રાજધાની શેહેર હતું. આજે ચીનમાં મોટાં કારખાનાંવાળા શેહેરો મધેનું એ એક છે. સાટીન વીગેરે રેશમી તથા લાનકીનને નામે ઓળખાતુ સુતરાઉ કાપડ, તથા કેટલીક જાતના કાગળ, બીજા કોઈબી મુલ્કની બનાવટ કરતાં સરસ બનાવેછે. અત્રે શાહનશાહ તરફનો વાઇસરાય રેહેછે. સન ૧૮૪૨ માં ૨૯ મી આગસ્ટે ચીન તથા ઈંગ્લાંડ વચ્ચેના સુલેહના કોલકરાર એજ શેહેરમાં થયા હતા. એ કોલકરારોની ખુબીથી આગળ જે માત્ર કંતાનમાંજ પારકા રાજવાળાઓને વેપાર કરવાની પરવાનગી હતી તે નિકળી જઈને હેઠળ જણાવેલાં પાંચ મોટાં બંદરો ખાતે વેપાર કરવાની છુટ થાઈ; કનતાંન,

એમોઅે, ફુચ્યૂ, નીંગપો, અને શૅંગાહી. ચિત્રના કામમા આવતો ઇંડિઆ ઇંક નામનો કાળો રંગ આ જગોએ ઘણો સારો બનાવેછે. અત્રે એક જગત પ્રસિદ્ધ મિનારોછે, જેની ઊંચાઈ ૨૫૦ ફીટની છે, તેનાં નવ માળછે, અને તે તમામ ચીની કાંમથી બનાવ્યોછે.

**કંતાન**—એ દક્ષિણે સીક્યાંગ નદીને કાંઠેછે, એને ક્યાંગચુ અથવા સાંગ ચિન કરીનેબી કહેછે. એ મધે નઝદિક ૧૫ લાખ માણસની વસ્તી ધારવામાં આવેછે. અહિંયાં જેમ જમીનપર તેમજ નદીમાં પણ બોટો તથા તરતાં ઘરોમાં લોકો ઘરબાર કરીને જાડુક પડીઆં રહેછે. અહિયાં ઘણો બહોલો વેપાર ચાલેછે. દર વર્ષે માત્ર નિકાસ માલનીજ ૭ થી તે ૮ કરોડ રૂપીઆ કિંમત થાયછે. વેપારની મુખ્ય જણસ ચા, રેશમ, કિમતી ધાતુ, શાકર તથા ચીનીકામ વગેરે હોયછે. આયાત માલમાં અફીમ અને રૂ હિંદુસ્તાન ખાતેથી જાયછે. ચીનમાં શાહનશાહ તરફની બંધી છતાં અફીમ વેચાતું હતું તે ઉપરથી સને ૧૮૩૯ માં ચીનાઈ સરકારે જાસ્તીથી અંગ્રેજી વેપારીઓની ૨૦૨૮૩ પેટી અફીમ લેઇ લીધું ને તેનો તદન નાશ કરી નાખ્યો, જેથી આ બેઉ સરકારો વચ્ચે લડાઈ જાગી, જેમાં ચીનાઈ સરકારની છેક હાર થવાથી ૬૦ લાખ ડાલર અંગ્રેજી સરકારે બદલો ભરી લીધો અને લડાઈના ખરચનાં પેટામાં હાંગકાંગનો ટાપુ જપત કીધો.

એમોએ—કુચ્યૂ-નીંગપો-અને શાંગાહી-એ પૂર્વ કોસ્તાપર બોહલી વસ્તી તથા ભારે વેપારના મઠકોછે.

## સાધારણ વિચાર.

ચીનની વધતામાં વધતી લંબાઈ ઊત્તરથી તે દક્ષિણ સૂધી ૧૯૦૦ મૈલ, વધતામાં વધતી પોહોલાઈ પૂર્વેથી તે પશ્ચિમ સૂધી ૧૩૦૦ મૈલ, અને વિસ્તાર ૧૬ લાખ ચોરસ મૈલછે. વસ્તી સૂમારે ૪૫ કરોડ આંદમીની, અથવા દુનિયાંની આખી વસ્તીનો ત્રીજો ભાગ, યાતો દુનિયાં મધેનાં દર પાંચ માણસે બે માણસ ચીનની વસ્તી ગણાયછે.

બધી રીતે લેતાં ચીનનો મુલુક સપાટ છે. એના દક્ષિણ ભાગમાં જુલાઈ, આગસ્ટ, ને સપટેમબર આ ત્રણ માસ ઘણા શક્ત તથા અકલાંમન ભરેલા ઉન્હાલાના જાયછે. વલી ઠંડીની મોસમમાં તેમાં પણ કસી બાકાત રહેતી નથી. ઉપલાજ ત્રણે માસમાં ઘણાં ભયભિત અને નૂકસાંનકારક દરીઆઈ તોફાનો જેને તાઈફુન કરીને કહેછે તે થાયછે. આ મુલૂકની જમીન ઘણી માતબર તથા રસાલછે; ને ખેતીવાડી પણ ઘણીજ નફા ભરેલી અને ઊચી કીસમની છે. વાવણીમાં મુખ્ય પદાર્થ ગોખાછે; જે ત્યાંની આખી વસ્તીનો મુખ્ય ખોરાક છે. આ મુલૂકની ઘણી જાંણીતી અને વખણાયલી પેદાશ ચા છે, જે ઘણું કરીને અત્રેના પહાડી ભાગોપર થાયછે. કોયલો ને બીજી કિંમતી ધાતુઓ તથા ખણીજ પદાર્થોની સારી નીપજછે. જો કોઈબી

ધાતુ અહિયાંનાં લોકોથી અણજાંણી હોયતો તે માત્ર ખાલિ-નામ છે. વેપારી જણસોના કારખાણાઓમાં રેશમ, રૂ, તથા ચીનીકાંમ મુખ્યછે. ઘણાજ જાંણવા લાયક ચીનાઈ પરજા તરફના કાંમોમાં તેઓએ ઉત્તર હદે વારેવાર ચઢી આવનારા તાતારીઓથી એકંદર બચાવ કરવાને માટે બાંધી લીધેળી મહાભારત દેવાલછે. તે આજ બે હાજાર વર્ષ પર બાંધેળીછે. તે જ્યાં અગત્ય પડીછે ત્યાં ચઢ ઉતર ૧૫ થી તે ૩૦ ફુટ સૂધીની ઊંચી, તેમજ ૧૫ થી તે ૨૫ ફીટ સૂધીની વધતી ઓછી જાડી, અથવા જેની ઉપરથી પાસે પાસેથી છ ઘોડસ્વારો વગર હરકતે પસાર થઈ શકે એટલી પોહોલી અને ૧૪૦૦ મૈલ લાંબી છે. બીજું તેઓનું માહા-ભારત કાંમ ૭૦૦ મૈલ લાંબી એક ગંજાવર પાણી કહાડેલી નેહેરછે. એજ નેહેરને આસરે સને ૧૮૬૦ માં અંગ્રેજ તથા ફ્રેંચો ચીન ઉપર ફાવ્યા હતા. ચીનાઈ ભાષા બીજી જાંણીતી ભાષાઓથી તદન જૂદી ઢબની અને એકાસ્વરી છે. અને પારકાઓને શીખવામાં તે ઘણી મુશ્કેલ છે. કેટલીક રીતે તપાસતાં જાંણે તેઓમાં મૂલાક્ષરો તો છેજ નહી. દરેક શબ્દને માટે જૂદા જૂદા તરેહવાર ચિત્ર ને આકારો હોયછે, જેની મતલબ તેના આવાજ કરવા કરતાં આપણા દિલમાં વિચાર કે ખ્યાલ ઉત્પન્ન કરવાની વધારે હોયછે; ને તેવા ૩૦ હજારથી ઓછા શબ્દો નથી. છાપ-વાની કલા, તથા હોકયંત્ર, અને દારૂગોળાની બનાવટથી

તેઓ બીજી કોઇબી કોમ કરતાં પેહેલા જાંણીતા હવા. એ લોકો ઉદયોગી, ચંચલ, ને સહાસિકછે, તે સાથે કોઇબી બીજી પરજાની નકળ ન કરતાં પોતાની ગમે તેવી પણ અસલી રાહરસમ તથા ધારાઓને વલગી રહ્યાછે. તોબી ઠગાઇ વાપડવામાં અને જાતીઅભિમાન ધરાવવામાં તેઓ કમ નથી. દુનિયાંમાં આદમ જાતની જે પાંચ ઓલાદ મુખ્ય ગણાયછે, તેમાં ચીનાઓ મોંગોલિઅન ઓલાદનાં બચ્ચાંછે. તેઓ બૌદ્ધ ધર્મ માનનારાછે. હવડાં જે તેઓ ઉપર રાજ્યસત્તા ચલાવેછે. તે આજ ૨૦૦ વર્ષપર ધણી થઇ પડેલા તાતારી વંશનાંછે. રાજ્યસત્તા આપખુદ છે. રાજદુવારી મોટા હોધાને સારૂ ધણા ભણેલા ને ચંચલ માંણસોનેજ પસંદ કીધામાં આવેછે. એ મોટા હોદ્દા ધરાવનારાઓને માનદરીન કરીને કહેછે. ચીનાઓ પોતાની ઓરતોની ખૂબસૂરતી તેણીઓનાં પગ ધણા નાના રાખવામાં સમજેછે. માત્ર ૪ ઈંચ લાંબા ને ૨ ઈંચ પોહોલાથી વધારે નહી થાય તેને માટે તે બાપડીઓ ઉપર તરેહવાર ઇલાજો ને યુકિતઓ કાંમે લગાડછે પણ તેથી તેણીઓને કેટલું દુઃખ થાયછે તેનો મુલ વિચાર કરતા નથી.

## જાપાન.

### મુખ્ય શેહેરો.

યદો અથવા જેડો—એ નિફોન બેટના અગ્નિ ખૂણામાં રાજધાંની શેહેર છે. એ વિસ્તારમા લંડન જેટલું છે,

તથા વસ્તી પણ નઝદિક તેના જેટલી છે. જાહેર રસ્તાઓ મધેનો એક રસ્તો ૧૦ મૈલ એકસારખો લાંબોછે. અહિયાંનાં લોકો સુઘડ, ખુશ મીજાજનાં અને અતિશે ભલા અને નમાનાછે. રસ્તા ઉપર કોઇબી ભીખારી નજરે પડતો નથી. જ્યાં જોવો ત્યાં સૂખ તથા આબાદાની નજરે પડેછે, અને બધી રીતે તેના દેખાવની સોભા નહી બરોબરી કરી શકાય એવીછે. કોઇબી પારકા રાજવાલાને અત્રે વેપાર કરવાની હવડાં સૂધી બંધી હતી પણ સને ૧૮૫૩ માં એમેરિકન કાંમાદોર પેરીએ તેમજ બલકે તેથી વધારે સન ૧૮૫૮ માં અંગ્રેજી એલચી લાડ એલગીને કીધેલી કોશિસોથી બંધી નિકલી જઇને સર્વેને છૂટ મળીછે.

મિયાકો—નિફોન બેટમાં દક્ષિણ પશ્ચિમે જેડાથી ૨૪૦ મૈલપર સર્વેથી વડા ધર્મગુરૂ મિકાદોની ધર્મગાદીની જગોછે. જાપાનના રાજ્યમાં વેપારનું તથા વિદ્યા હુનરનું મુખ્ય મઠકછે. બાગબગીચા, મેહેલો, તથા દેહરાંઓની રચનાથી કરીને જાપાનનું એ એક બેહેસ્ત ગણાયછે. અત્રે વસ્તી ૬ થી ૭ લાખ સૂધીની ધારવામાં આવેછે, પણ તેમાં ૫૦ હજારથી વધારે સંખ્યાતો ધર્મગુરૂઓનીછે. અહિયાં પૂજા કરવાનું ત્રાંબાનું ધાતુનું એક પુતળુંછે જેની ઉંચાઇ ૮૦ ફીટછે ને કદમાં અતિશે જાડુંછે.

## સાંધારણ વિચાર.

જેપાનના ટાપુની લંબાઇ સૂમારે ૧૫૦૦ મૈલ, પહોળાઈ ૫૦ થી તે ૨૦૦ મૈલ, ને વિસ્તાર ૧ લાખ ૫૦ હજાર ચોરસ મૈલછે. વસ્તી ૩॥ કરોડ આદમીની ગણાયછે.

જેપાનનો ટાપુ કદાચ કુદરતથી રસાળ નહીં હોય તો પણ ત્યાંના લોકોની ભારે કોશેસથી તે અતિશે ફળવંત થયોછે. જેપાનીસોએ પોતાને સૂખ અને પોતાના દેશને શોભા મળે એવી બધી જાતની ભાજી તરકારી દાખલ કરવામા તથા તે ઉગાવવામાં કશી બાકી રાખી નથી. અત્રેની મુખ્ય નિપજ ચોખા, ચા, ને રૂ છે. નિકાસ માલમા રેશમ, ચા, ને ત્રાંબુછે. જેપાનીસોએ ઘણા ખરાં તેઓના બધાં કારખાનાંઓથી ચીનાઇઓને પાછળ પાડીઆ છે. ચોકસ કરીને તેઓ પોતાનાં ઘણા નાદર લાકડ કાંમ તથા રોગાંની કામનાં હુનરમાં તો કોઈબી કોમથી ઉતરતા નથી, અને એ કાંમોને માટે આ ટાપુ પ્રસિદ્ધ છે. આ દેશમાં ખણિજ પદાર્થોની પેદાસ પણ સારીછે. અત્રે વારંવાર ઘણા ભયાંનક ધરતીકંપો થયા કરેછે. માત્ર જેડામાંજ સન ૧૮૬૦ માં જે ધરતીકંપ થયો તેથી ૨ લાખ માણસોનાં જાન માલની ખરાબી થઇ હતી. જેપાનીસો ઘણા ચાલાક ને સહાસિક લોકોછે, અને તેઓ એશિયા મધેની બીજી કોમો કરતાં ચઢતે દરજ્જેની કેળવણી ધરાવનાર બોલાયછે; પણ

પરકોમને માટે ઘણુના અદેખાછે, અને એટલા માટેજ આંખાં વર્ષમાં માત્ર નાગાસાકીના બંદરે થોડાક ચીનાઓને અને ફકત ડચ લોકનાં માત્ર બે વહાંણોને વેપાર કરવાની છૂટ આપેલી હતી; કોઈબી પરકોમવાળાને જેમ પોતાના દેશમાં દાખલ કરવાની બંધી રાખી હતી, તેમજ પોતાના દેશવાળાને દેશ છોડી પરદેશ જવાની પણ મના હતી. આ બંધી કહાડી નાખવાને સને ૧૮૫૩ માં અમેરિકન કામાદાર પેરીએ અને સન ૧૮૫૮ માં અંગ્રેજી એલચી લાર્ડ એલજીને ભારે કોશેસ કીધી, જેથી તે બંધી તદન નિકળી જઈ, હવે સર્વે કોમને જેપાનખાતે વેપાર વણજ કરવાની છૂટ મળીછે. અત્રે બે શાહનશાહો હોયછે. એક રાજદ્વારીક સત્તા ચલાવનાર જેને નાઈકુન કરીને કહેછે તે, ને બીજો ધર્માચારીક સત્તા ચલાવનાર જેને મીકાડો કરીને કહેછે તે. આ છેલ્લાની સત્તા સન ૧૫૮૩ સુધી આપઅખત્યાર હતી, પણ ત્યાર પછેથી માત્ર નામનીજ રહીછે. જાપાનીસો બૌદ્ધ ધર્મ પાળનારા છે. રાજ્ય સત્તા આપખુદ છે.

## શિઆમ.

### મુખ્ય શેહેરો.

બાંકોક—એ મિનામ નદીને કાંઠે રાજધાનીનું શહેર, તેમજ વેપારનું મોટું મઠકછે. એમાં વસ્તી ૪ લાખ

સૂધીની ગણાયછે; પણ તે મધે અર્ધો અર્ધ ભાગ તો ચીનાઓ છે. વસ્તીનો મોટો ભાગ નદીમાં બાંબુના તરાપા બાંધીને તેમા રહેછે. શાહેર મધેની સાધારણ હાલત ઘણી ખરી કંગાળ છે. તોપી રાજમેહેલ, દેવળો, તથા કોઈ કોઈ માતબરોની હવેલીઓ સારીછે. એમાં વેપાર ઘણો બહોલો ચાલેછે.

અયૂથિઆ અથવા સિયૂથિઆ—૮૦ મૈલ ઉત્તરે મિનામ નદીના એક બેટ ઉપર છે. એ આગળા વખતનું રાજધાની શાહેર હતું. બ્રહ્મીઓએ સન ૧૭૬૭ના સાલમાં એ શાહેરનો નાશ કરી નાખ્યો. વસ્તી એક લાખ ઉપરની ગણાયછે.

## બ્રહ્મદેશ.

આવા—એ ઇરાવતી નદીને કાંઠે રાજધાની શાહેર છે એમાં વસ્તી એક લાખથી કંઈક વધારે છે. સન ૧૮૩૯ માં ધરતી કંપે કરીને એની ઘણી ખરાબી થઈ હતી. ત્યાંની સરકાર દરબારમાં એ શાહેર રતનપૂરના નામથી બોલાયછે ને લખાયછે.

અમરપૂર—એ ઇરાવતી નદીને કાંઠે. સને ૧૮૧૯ સૂધી એ રાજધાની શેહેર હતું. એમાં વસ્તી આસરે ૧ લાખ સૂધીની ગણાંયછે.

# હિંદુસ્તાન.

હિંદુસ્તાનનો મુલૂક એશિયાખંડની દક્ષિણે ત્રણ બાજુએ પાણીથી, અને એક બાજુએ જમીનથી વીંટાયલો એમ એક ત્રિકોણાકારે દ્વીપકલ્પ છે.

એની ઉત્તર સીમાએ હિમાલય પર્વત છે; જેથી એ ટિબેટ દેશથી છૂટો પડેછે.

એની પશ્ચિમ હદે અફગાનીસ્તાન, મકરાન અથવા બલૂચિસ્તાન, તથા અરબી સમુદ્ર છે; પણ વચ્ચે સુલેમાન તથા હાલાના પહાડો આવી, એને અફગાનીસ્તાન, તથા બલૂચિસ્તાનથી જૂદો પાડેછે.

એની દક્ષિણે હિંદી મહાસાગર આવ્યોછે. અને એની પૂર્વ મર્યાદા બંગાળાના ઉપસાગર તથા બ્રહ્મદેશથી પૂરી થાયછે.

ઉપલા અરબી સમુદ્ર તથા બંગાળાના ઉપસાગરને જૂદા ન ગણતા તેઓને હિંદી મહાસાગરનાજ પેટાના સમજવા.

આ મુલૂકનો નઝદિક અર્ધો અર્ધ ભાગ ઉષ્ણ કટિબંધમાં આવ્યો છે.

હિંદુસ્તાનનું ભરત લંબાઇમાં ઘણામાં ઘણું ઉત્તરે હિમાલય પર્વતના કારેકોરમ શિખરથી તે છેક દક્ષિણે કન્યા કૂમારી ભૂશિર સૂધી ૧૯૦૦) મૈલ, તથા વધતામાં વધતી પહોળાઇમાં પશ્ચિમે સિંધની હદથી તે પૂર્વે આસામની કિનારી સૂધી ૧૮૦૦) મૈલ, અને વિસ્તાર લગભગ ૧૬) લાખ ચોરસ મૈલછે.

હિંદુસ્તાનનો વિસ્તાર આખા યુરોપખંડના ૩/૪ થી વધારે, ગ્રેટબ્રિટનના વિસ્તારથી ૧૬) ગણાથી ઘણો વધારે, અને ચીનના રાજ્યના વિસ્તારની લગભગ બરાબર છે; તોપણ અંગ્રેજી હકુમત હેઠળના તમામ મુલૂકોનો એ ત્રીજો ભાગછે.

ઉપલા ૧૬) લાખના વિસ્તારમાં ૧૦) લાખ અંગ્રેજી હકુમતમાં, ૫) લાખ ખંડીઆ રાજ્યો હસ્તેકમાં અને ૧) લાખ સ્વતંત્ર સત્તા ધરાવનારાં દેશી તથા પરદેશી રાજ્યોમાં વહેંચાયલા છે.

હિંદુસ્તાનનો પૂર્વ કિનારો જે કરોમંડળ કોસ્તાને નામે, અને પશ્ચિમ કિનારો જે મલબાર કોસ્તાને નામે ઓળખાય છે, તેની લાઈનની લંબાઈ એક છેડથી તે બીજા છેડા સુધી ૩૬૦૦) મૈલની છે

આ મુલૂકની વસ્તીની ગણત્રિ ૨૪) કરોડથીબી વધારે થઈ શકેછે. જે મધેથી ૧૯ કરોડ અંગ્રેજી હકુમત તળે; ૪) કરોડ ને ૫૦) લાખ ખંડીઆ દેશી રાજ્યો હસ્તેક; અને ૫૦) લાખ દેશી સ્વતંત્ર અને પરદેશી સ્વતંત્ર રાજ્યો હેઠળ છે. આ ગણત્રિ આખા યુરોપખંડની તમામ વસ્તીના અર્ધા ભાગથી વધારે, ગ્રેટબ્રિટનની વસ્તી કરતાં ૬) ગણીથી વધારે, તથા પૃથ્વી ઉપરના કોઈબી દેશની વસ્તી કરતાં વધારે, અને માત્ર ચીનનીજ વસ્તીથી બીજે દરજ્જેનીછે. સર્વેથી વધારે ખિચોખિચ વસ્તીવાળો તેમજ રસાળ જમીનવાળો ભાગ ગંગાની ખિણને લગતો ગણાય છે. આખો

હિંદુસ્તાન સામટો લેતાં દર ચોરસ મૈલે સરાસરી ૧૨૪) માણસની રાસ ઉતરેછે, જે ગ્રેટબ્રિટનની વસ્તીના પ્રમાણ સાથ તપાસતાં અર્ધોઅર્ધથી પણ ઓછીછે.

આખા હિંદુસ્તાનના ³⁄₅ વિસ્તારના ભાગ ઉપર, અને આખી વસ્તીના ³⁄₄ ભાગ ઉપર અંગ્રેજ સરકારની પાધરી ને પૂરેપૂરી હકુમત ચાલેછે. બાકીના ભાગ ઉપર ચઢ ઉતર પદવી ને દરજ્જાના નઝદિક ૨૦૦) હિંદુ તેમજ મુસલમીન રાજા રાંણીઓની કેટલેક દરજ્જે સત્તા અને હાકમી છે ખરી, મગર તેઓ બધાં વધતી ઓછી અંગ્રેજ સરકારની મુરબ્બીગીરી અને બાંહ્યધરીમાં ગણાયછે. છેક ઉત્તર તરરના નીપાળ અને ભૂટાન એ બે રાજ્યો માત્ર સર્વ પ્રકારે સ્વતંત્ર છે; તોબી તેઓ અંગ્રેજ સરકાર સાથે સારો એખલાસ રાખેછે. નીપાલની સત્તા માત્ર ૫૦) હજાર ચોરસ મૈલ જમીન અને ૨૦) લાખ માણસની વસ્તી ઉપર ચાલેછે. ભૂટાનની સત્તા હેઠળ એટલું પણ નથી. તેની સત્તા હેઠળ માત્ર ૨૩) હજાર ચોરસ મૈલના વિસ્તારની જમીન અને આસરે ૫) લાખ માણસની વસ્તીછે.

આ તરફ હજુર કંઈકિ બીજાં પરદેશી રાજ્યો તરીકે પોર્તુગીઝ, તથા ફ્રેન્ચ ભાગાં તુટા રહ્યાંછે. પોર્તુગીઝ હસ્તેક ગુજરાતના દક્ષિણ કિનારાપર દિવ, મુંબઈની ઉત્તરે દમણ અને દક્ષિણે પશ્ચિમ કોસ્તાપર ગોવા ને પનજીમ છે. એ બધાંનો એકંદર વિસ્તાર ૧૨૦૦) ચોરસ મૈલ જમીન અને

કુલે વસ્તી ૫) લાખ માણસની ગણાય છે. ફ્રેન્ચ હસ્તેક- કરોમંડળ કોસ્તાપર પોંદિચરી અને કરીકલ, મલબાર કોસ્તાપર માહી, સરકારના ભાગમાં યેનામ, અને કલકત્તાની ઉત્તરે હૂગલી નદીપર ચંદ્રનગર છે. એ બધાંનો વિસ્તાર ૫૦૦) ચોરસ મૈલ જમીન અને કુલે વસ્તી ૨) લાખ માણસની છે.

આપણે જે દેશ વિષે હાલ બોલીએછ તે દેશ, અને તે મધેના અસલ વતનીઓ આજ જે નામથી બોલાયછે, ને ઓળખાયછે, તે તેમના ખરાં કે અસલ નામો નથી. આ દેશને પ્રાચીન ગ્રંથોમાં ભરતખંડ અને તેના અસલ વતનીઓને આર્ય લખેલા છે. હિંદુસ્તાન અને હિંદુ એ નામો આ મુલૂકમાં આવી, ઘણી લાંબી મુદત સુધી રાજ્ય સત્તા ચલાવી ગયલા મુસલમીન લોકથી પડ્યાં છે.

આ દેશ બહુ વિશાળ છે. તેમાં અનેક પ્રકારની જમીન અને હવાછે; અને તેના ભિતરમાં અનેક ખનિજ ઝવાહીરોછે. દુનિયાંમાં દેખાતા ઘણાખરા દરેક ખૂદરતી દેખાવો અત્રે આપણી નજરે પડેછે. દુનિયામાંના ઊંચામાં ઊંચા પહાડો આ દેશમાંછે; જેમના શિખરો હમેશાં બરફથી ઢંકાયલાં રહેછે. મોટ મોઠી નદીઓને કાંઠે વિશાળ ને ફળદ્રુપ ખેતરો સૂર્યના તાપમાં ખુલ્લાં પડેલાંછે; તેમજ તપતી રેતીના બહોલાં રણો, મોટમોટાં ઝાડી જંગલો, અને ઊંચી સપાટ જગ્યાઓ આવી રહ્યાંછે.

આ મુલૂકની આબ હવા તેની જમીનના ઊંચાણ નિ-

વાણ ઉપર આધાર રાખેછે. ઉત્તરે ઠંડી અતિશય છે, તો દક્ષિણે ગરમી પુષ્કળ છે. ઉત્તર તરફની હવા ઈંગ્લાંડના ઉન્હાળાને મળતી આવેછે; પણ ગંગા અને સિંધૂની ખિણોમાં અને બીજી નિચાણ જગ્યાઓમાં તો એટલી ગરમી છે, કે ત્યાં યૂરોપિયનોથી રહેવાય પણ નહી, અને તે સેવાય પણ નહી. વળી આ મુલૂકના પૂર્વ ભાગના જેટલી ગરમી પશ્ચિમ ભાગમાં પડતી નથી; તેમ પશ્ચિમે જેટલો વરસાદ વરસેછે, તેટલા જોરથી પૂર્વમાં તે વરસતો નથી.

અત્રે વર્ષની ત્રણ રૂતુછે. માર્ચથી તે જૂનની શીરૂઆત સૂધી ઉન્હાળો, પછે અકટોબરની અર્ધવચ્ચ સૂધી ચોમાસું, બાદ નવેમ્બરથી તે ફેબ્રુઆરીની આખેરી સૂધી શિયાળો ચાલેછે. બધી જગ્યાએ ચોમાસું એક વખતે અને એક સરખું વરસતું નથી. દખણમાં બધી રૂતમાં અવાર નવાર ઝાપટાં મારેછે; તો ઉત્તર ભાગમાં ઉન્હાળા ને શિયાળાની બેઉ રૂતમાં વરસે છે, મગર મધ્ય ભાગ ને તેમાં મુખ્ય કરીને સિંધના ભાગમાં તો વરસતોજ નથી; અગર વરસે છે તો કેટલાંક વર્ષોને અંતરે એકાદ બે ઝાપટાં પડેછે.

પશ્ચિમ યા મલબાર કોસ્તા તરફ એપ્રિલ માસની અર્ધ વચ્ચથી નૈરૂતકોણ ભણીથી પવન ફૂંકેછે, કે જ્યારે એ બાજુ ચોમાસું બેઠું ગણાય છે; તે છેક સપટેમ્બરની આખેરી સૂધી ચાલુ રહેછે. પૂર્વ અથવા કરોમંડળ કોસ્તા તરફ અકટોબરથી તે ફેબ્રુઆરી સુધી ઈશાનકોણ તરફથી

પવન ફુંકેછે, જે વખત તે લત્તા તરફ ચોમાસાનો ગણાય છે.

આ દેશની જમીનના ભિતરમાં હીરાથી તે કોયલા સુધીના, અને સોના રૂપાંથી તે લોઢાં કલાઈ સૂધીના કિમ્મતી પદાર્થો જણાયા છે. ઓરિસા, સંભલપૂર, વિજાપૂર, કોલાર સરોવર, કૃષ્ણાને કાંઠે, અને બુદેલખંડમાંથી હીરા વગેરે ઝવાહીર મળેછે. પંજાબ, ટેનાસરિમ, મૈસૂર, તથા મલબાર કોસ્તા તરફથી સોનું રૂપું મળી આવેછે. ટેનાસરિમ તથા માર્તબાનમાં કલાઈની મોટી ખાણોછે. જેપૂર, રજપૂતાના, નીપાળ, સિક્રીમ વગેરે બીજા ભાગોમાં ત્રાંબાની નિપજ છે. કુલુ, ગારવળ, અને સરમરમાં સીસાની ખાણછે. હિમાલય પર્વતમાંથી સૂરમો મળેછે. જેપુર આગળ કોબાલ્ટ મળેછે. પંજાબમાંથી થોડું ઘણું પેત્રોલિયમ મળેછે. ઝલમ અને સહાપૂરના પ્રાંતો આગળથી તે ઠેઠ પંજાબ સૂધી મીઠાનો મોટો જથ્થોછે. રજપૂતાનામાં સંભરનું સરોવર છે ત્યાં, ને ગૂજરાતમાં, તથા મુંબાઈ અને મદ્રાસના સમુદ્રોના પાણીમાંથી પુષ્કળ મીઠું મેળવ્યામાં આવેછે. વળી ઘણીક જગ્યાપરથી સૂરોખાર પણ મળેછે. લોઢું હિમાલય પર્વતના તથા ઉત્તર હિંદુસ્તાનના ભાગોમાંથી તેમજ નર્મદાને કાંઠે જબલપૂર આગળથી બહુ મળેછે. કોયલાની ખાણોને ચાર ભાગોમાં વહેંચી નાખીછેઃ—રાજ મહાલના ડુંગરોમાં તથા દામુદાની ખિણ; રીવા, સરગુજા, છોટાનગર તથા તાલચીરની ખિણો; નર્મદાની ખિણ તથા

સાતપૂડાના પર્વતો; અને વરદા તથા ગોદાવરી નદીઓની ખાંણો. આખા હિંદુસ્તાનમાં બંગાળ ઇલાકામાં રાણી ગંજની કોયલાની ખાણ સર્વેથી મોટી ગણાય છે; તે ૧૯ મૈલ લાંબી, ૪૦ મૈલ પહોલી, અને ૬૦૦) ચોરસ મૈલ ક્ષેત્ર ફળછે. આ ખાણના કોયળાનું થર ૪) ફીટથી તે ૩૫) ફીટ વેરનું જાડુંછે.

હિંદુસ્તાનની જમીન સંસાર અપના ને ઉપયોગી મોટાં ઝાડપાન તથા વિવિધ વનસ્પતિની ઉત્પત્તિ કરી આપવાને કુદરતથીજ એટલી તો અનુકુલ છે કે પૃથ્વીના ગોળા ઉપર તેની જોડ કદાચજ બીજી મળશે. અત્રે અનેક પ્રકારની ઉપયોગી ને રસીળી વનસ્પતિ થાયછે. ફુલ ફળાદી છોડવા ને ઝાડોની જૂદી જૂદી જાતો એટલી તો છે કે તેની હજારોથી ગણત્રિ થાઈ શકેછે. ફકત જૂદાં જૂદાં ફુલનાજ છોડની ગણત્રિ ૭) હજારની ઉપર જાયછે. વળી તેપરના ફુલમાં, તેના કદમાં, તેની શોભામાં, અને તેમાં રહેલી મધમઘાટમા કસ્સી બાકાત નથી. તૃણ વૃક્ષો જેવાંકે ખજુરી, નાળિએરી, તાડ, સોપારી, સાગુચોખા વગેરે ઠામ ઠામ નજરે પડેછે. ભાતભાતના તેજાનાના તથા સુગંધી ગુંદરોના, તથા રોગાન અને રાળના ઝાડો, તથા અનેક જાત ને ગુણ ધરાવનારા ઓષધી છોડવા જ્યાં ત્યાં જથ્થા બંધ જોવામાં આવેછે. સાગ, સીસવ, સુખડ, બાવળ, વડ, સાલ, વગેરેના મોટાં વનના વન છે. અનેક ધાન્યોના એવાં

તો બહોળાં ને માતબ્બર માટીના ખેતરો છે કે કેટલીક જગ્યાએ વર્ષના બે પાક, અને કહીં કહીં તો કોઈ વર્ષે ત્રણ પાક આપેછે. ગૂજરાત, ધારવાડ, અને નાગપૂરમાં રૂ ઘણો ને સારો ઉત્પન્ન થાયછે; તોબી આખા બંગાળ ઈલાકમાં, આરાકાન, પેગુ, બીરાર, અને નીજામના મુલૂક વગેરેમાં પણ તેની નિપજ થાયછે. પટણા, પેશાવર તથા બંગાળ વગેરેમાં ચોખા થાયછે; પણ આરાકાનમાં વર્ષના બે પાક, અને કટકમાં તો કોઈ કોઈ વર્ષે ૩ પાક ઉતરેછે. ઘઉ-વાયવ્ય પ્રાંત તથા પંજાબમાં; જવ ને બાજરી-નીલગીરિમાં; તમાકુ તથા શેરડી-ઘણું કરીને બધી જગ્યાએ થાયછે; તોપણ ગૂજરાતનો તમાકુ ઘણો વખણાય છે. ગંગા અને હિમાલયની વચ્ચેના ભાગમાં ગળીની મોટી પેદાશ છે. માળવા, આસામ, બંગાળા, બહાર તથા બનારસમાં અફીમનો મોટો પાક કીધામાં આવેછે. આસામ, દારજીલિંગ, કમાઉન, અને બંગાળાના પૂર્વ ભાગમાં ચાની ઉત્પત્તિ છે. નીલગિરિ તથા લંકામાં કાફી થાયછે. મરી, જીરૂં, ધાણા, તજ, એલચી વગેરે ગરમ મસાલો ને તેજાનાની મલબાર કોસ્તાપર ભારે નિપજ છે. રસિક ફળોમાં-કેળાં, કેરી, નારંગી, દ્રાક્ષ વગેરે ઘણા પૂષ્ત, દલદાર, રસિક ને જથ્થાબંધ મળેછે.

આ દેશમાં પાળવા લાયક તેમજ શિકારયોગ્ય પશુ, ઢોર, ફાડીખાનારાં જનાવરો કે પક્ષીઓ વગેરેનો કસ્સો ટોટો નથી.

ઘરસંસારના ઉપયોગમાં આવે એવાં પ્રાણીઓમાં—ઘોડા, ગધેડાં, ખચ્ચર, હાથી, ઊંટ, ગાય, બળદ, ભેંસ, બકરાં, મેંઢાં વગેરેની બહોળી પૈદાસછે. શિકારી ને જંગલી પ્રાંણીઓમાં—ગેંણડા, યૉક, રીંછ, વાઘ, ચિત્તા, ખડીઆ વાઘ, રાણી કુક્કર, વરૂ, કોહેલાં, મૃગ, હરણ, સાબર, ને વાંદર વગેરેની જંગલોમાં ભારી વસ્તી છે. સિંહ ઘણો ખરો ચોકસ જગ્યાએજ જેમકે રજપૂતાના અને ગુજરાતમાંથીજ મળેછે. કાશ્મિરી બકરાં મેંઢાં તેમના ઝીણાં ને બારીક વાળ અને ઉનને માટે પ્રખ્યાત છે. પેટે ચાલનારાં મોટાં ને ઝીણાં પ્રાણીઓમાં—રેશમના કીડા, સોસવાટ, ઘલોડી, સાંપો, દેડકાં, વિછુ, કાનખજૂરા, વગેરે અપકારી ને નિર્પકારી પુષ્કળ જાત ભાતના મળી આવેછે. પક્ષીઓમાં પાંચસેથી વધારે જૂદી જૂદી જાતના, તરેહવાર રંગ બે રંગી પીછાંના અને સુશોભિત જીવો જણાયલાં છે.

આ મુલ્કના અસલ રહેવાસીઓ વિષે એવું કહેછે કે તેઓ સિથિયન યા ટયુરેનિયન ટોળાના હતા. પણ પછે ઘણી લાંબી મુદતે એરિયન ટોળાના લોકો વાયવ્યકોણ તરફથી દાખલ થઇ પંજાબમાં પોતાનું મઠક કર્યું. બાદ રફતે રફતે ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમાં પંપરાતાં ચાલ્યાં, જેથી અસલી રહેવાસીઓ પહાડોની કઠણો અને જંગલોમાં ભરાતા ગયા. જેઓ એમ દુર ન ગયા, તેઓ આ નવા આવી વસેલાઓમાં ભેલાતા ગયા. ભિલ્લ, ગોંડ, ચેંચી, ખોંડ,

સાન્થલ વગેરે વિષે એવું કહેછે કે તેઓ આ દેશના સર્વેથી પહેલા રહેવાસીઓની ઓલાદ છે. આજે દક્ષિણ તરફની વસ્તીનો મોટો ભાગ **સંકર** જાતીનો યાને એરિયન અને ટયુરેનિયનોના અકેક સાથના સંસાર સંબંધથી થયલો ધારવામાં આવેછે.

હિંદુસ્તાનમાં ઓછામાં ઓછી **ત્રીસ** ભાષા બોલાયછે. જેના ત્રણ વર્ગો કરવામાં આવ્યાછે. ૧ લા વર્ગની એરિયન લોકો જેઓ ત્રણ હજારથી વધું વર્ષની વાત ઉપર હિંદુસ્તાનમાં આવી વસ્યા તેઓનીછે. અને એજ ભાષામાં તેઓના ધર્મશાસ્ત્રોના ગ્રંથો લખાયલા છે. આજ તે વ્યવહારમાં બોલવા ચાલવામાં આવતી નથી; પણ તેના પેટાની ઘણીક ભાષાઓ બોલાય લખાય છેઃ—જેવી કે, બંગાલી, આસામી, ઉર્યે, હિંદી, ઉરદુ, સિંધી, મૂલતાની, પંજાબી, જંબુ કાશ્મિરી, નેપાલીસ, કચ્છી, મરાઠી, ગૂજરાતી વગેરેછે. ૨ જા વર્ગની—ટયુરેનિયન લોકો, અને તેમાં મુખ્ય કરીને દક્ષિણ તરફના અસલી રહેવાસીઓ બોલેછે. એ વર્ગના પેટામાં—તૈલંગી, તામિલ, કનેરી, મલીઆલમ, સિંગાલી, પાલી, કાનડી વગેરે છે. ૩ જા વર્ગની ભાષા વગર લખાયલી ને જંગલીછે. પણ તપાસ ઉપરથી તે બીજા વર્ગવાલી ભાષાને મલતી માલૂમ પડેછે.

આ દેશની બહોલી વસ્તીનો નઝદિક $\frac{૯}{૧૦}$ (નવ દસાંસ) ભાગ હિંદુઓ જેઓ એરિયન ટોળાના કહેવાયછે તેઓનો

છે. અવલમાં તેઓ એક જાતમાં રહ્યા; પછે તેની ચાર થાઈ; બાદ એકેક જાત સેંકડા નાતમા વહેંચાઈ ગઈ. પ્રથમ જે ચાર જાત થઈ—તે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, ને શુદ્રને નામે બોલાયછે.

હિંદુઓની દેહ શુદ્ધ કરવાને, અને મનનું સમાધાન કરવા વાસ્તે આ દેશમાં અનેક ધામોછે; જેવાં કે આગ્રા ઈલાકાની ઉત્તરે બદ્રિનાથજી; બંગાળ ઈલાકાની દક્ષિણે પૂર્વ કોસ્તાપર જગન્નાથજી; મદ્રાસ ઇલાકાની દક્ષિણ બેટમાં રામેશ્વર; અને મુંબાઈ ઇલાકામાં ગુજરાતના કાઠિયાવાડ ભાગમાં પશ્ચિમે બેટમાં દ્વારકાંનાથજી; આ અને એ વગેરે બીજાં ઘણાંછે. વલી આ બાઇઓના વિચાર પ્રમાંણે આ દેશ મધેની કેટલીક નદીઓના પાંણી પદવી ને દરજ્જા પ્રમાણે પવિત્રતાપણું ને ઇશ્વર શક્તિ ધરાવેછે; જેમ કે—"તાપી સ્મરણે, રેવા દર્શણે, જમના પાને, અને ગંગા સ્નાને." યાને તાપી નદીને ફકત વમાસવાથી, રેવાને નજરે જોયાથી, જમનાનું પાંણી પીધાથી, અને ગંગા જળે નાવાથી તેઓના પાપ કપાયછે, ને મુક્તિ મળેછે.

આ દેશનો વ્યાપાર ઘણો બહોળો છે, અને તે મુખ્ય કરીને ગ્રેટબ્રિટન, ચીન, જેપાન, ફ્રાન્સ, અને આસ્ટ્રેલિયાની સાથે ચાલેછે. આયાત માલમાં—મુખ્ય કરી રૂ, રેશમ, અને ઉનનો તૈયાર માલ; લોઢાં કામ, સાગ્યા કામ, ચાંદી, ત્રાંબુ, વગેરે બીજી ધાતુઓ; કોલસો, દારૂ, ચા,

ચીની કામ વગેરેછે, નિકાસ માલમાં—મુખ્ય કરીને કાચુ રૂ, રેશમ ને ઉન; ચાંમડાં, જાૂટ ગુલી અને બીજા રંગો; ખાંડ, કાફી, ચોખા, અફીમ, તેલના બીજ, સુરોખાર, મરી વગેરે ગરમ મસાલો વગેરે છે.

આ મુલૂકની છેલ્લાં વર્ષની ઉપજ અંગ્રેજ સરકારે નઝદિક ૫૦) કરોડ રૂપીઆ અટકલી હતી; અને ખરચ પણ ઘણું કરીને તેટલોજ ગણયો હતો. ઉપજનો અર્ધો અર્ધ ભાગ જમીનના મેહેસુલથી, નઝદિક ૬ થી તે ૭ કરોડ રૂપીઆ અફીમથી, તેથી ઉતરતે દરજ્જે નિમકથી, અને પછે બીજા અનેક છાપા તથા કરો અને જકાતોથી થાયછે. દેશ મધેની સમાધાની જાળવવાને અને પારકાઓથી બચાવ કરવાને સારી તરબિઅેત અને કવાઅેત આપેલું બે લાખ માણસનું લશ્કર છે; જેમા ૭૦) હજાર માણસ ગોરૂંછે. આ દેશને હિસાબે ને માથે રૂપીઆ એક અબજનું કરજછે.

આ દેશ સ્વભાવિકપણે ત્રણ રીતે વહેંચાંયછે. ૧ લી એકે—વિંધ્યાચળ પર્વત જે ગુજરાતની પૂર્વથી તે ગંગાનદી સૂધી પહોંચ્યોછે; અને તેથી હિંદુસ્તાનના ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગ થાયછે. મોગળ પાદશાહાઓના વખતમાં એ બે ભાગની હદ માટે નર્મદા નદી મૂકરર કરી હતી. ૨ જી—સ્વભાવિક વહેંચણીથી હિંદુસ્તાનના ત્રણ કકડા થાયછે. હિમાલય પર્વત અને શિવાલિક પહાડ વચ્ચેનો

એક; જે ઉત્તર હિંદુસ્તાનને નામે બોલાયછે. શિવાલિક પહાડ અને નર્મદા નદી વચ્ચેનો બીજો; જે મધ્ય હિંદુસ્તાનને નામે બોલાયછે. અને નર્મદાથી તે હિંદુસ્તાનના છેક દક્ષિણ છેડાસૂધીનો ત્રીજો; જે દખણ અથવા દક્ષિણ હિંદુસ્તાનને નામે ઓળખાયછે. ૩ જી—સ્વભાવિક રીતે આ દેશ ચાર ભાગોમાં વહેંચાયછે:—૧ લો ભાગ—હિમાલય પર્વત આગળનો મોટો પ્રાંત. ૨ જો— ખૂદ હિંદુસ્તાન, જેની અંદર સિંધૂ અને ગંગા નદીના પ્રાંતો, સિંધનું મોટું રેતીનું રણ. અને મધ્ય હિંદુસ્તાનની પહાડી જગ્યા આવ્યાં છે. ૩ જો—દક્ષિણ હિંદુસ્તાન, જેની ઉત્તરે વિંધ્યાચળ પર્વત, તથા પૂર્વ, પશ્ચિમ, ને દક્ષિણે ઊંચા ને લાંબા પહાડોની હાર લાગી રહીછે; જે પૂર્વ ને પશ્ચિમ ઘાટોને નામે ઓળખાયછે; અને વચ્ચે નર્મદા તથા તાપી નદીઓ પરના આબાદ શાહેરો આવ્યાંછે. ૪ થો—બ્રહ્મપુત્રા નદીની મોટી ખિણ.

**હિંદુસ્તાનના રાજયકી ભાગો નિચેપ્રમાણે છે:—**

**૧—બંગાળ ઈલાકો**—જે બંગાળા, ઓરિસા અથવા ઓરિયા, બહાર, આસામ, ને છોટા નાગપૂર મળીને થયોછે.

**૨—વાયવ્ય કોણના અને અયોધ્યા પ્રાંતો**—જે બનારસ, અલહાબાદ, આગ્રા, રોહિલખંડ, મિરત, કમાઉન, ને અજોધ્યા મળીને થયોછે.

૩—**પંજાબ ઈલાકો**—જે પંજાબ, સરહિંદ, અને દિલ્હી મળીને થયોછે.

૪—**મધ્યપ્રાંતો, અને બીરાર**—જે દખ્ખણની ઉત્તરે આવ્યોછે.

૫—**મુંબાઈ ઈલાકો**—જેમાં સિંધ, ગુજરાત, કચ્છ, મહારાષ્ટ (દખ્ખણ ને કોકણ સહિત), અને દખ્ખણ મરાઠા તથા ઉત્તર કનારા આવ્યાંછે.

૬—**મદ્રાસ ઈલાકો**—જે ઉત્તર સરકાર, કર્ણાટક, મલબાર (દખ્ખણ કનારા સહિત), બાલાઘાટ, અને કોઈંબિતુર, મળીને થયોછે.

**કાશ્મિર**—જેહલમ નદીને કાંઠે સમુદ્રની સપાટીથી ૫) હજાર ફીટની ઊંચાઈપર ઘણી ફળવંત ને લીલોતરીના છાયાથી ભરેલી ખિણમાંછે. એને શ્રીનગર કરીને પણ કહેછે. અહિં ઘણીજ નાદર ને કિમ્મતી શાલ બનેછે વસ્તી ૫૦) હજારની અંદર છે. આ મુલૂક સન ૧૮૪૫ માં શીખ સાથની લડાઈમાં અંગ્રેજ સરકારને ખરચના પેટામાં મળ્યો હતો, પણ પછે ગુલાબસિંગ મહારાજાએ એક કરોડ રૂપીઆ આપી તે પાછો છોડવી લીધો.

**ખટમાંડુ**—નેપાળનું રાજધાની શહેર. એ ભિશ્નમતિ નદીપર છે. વસ્તી ૪૦ થી ૫૦ હજાર સૂધીની છે. એમાં બૌદ્ધ ધર્મને લગતાં દેવળો ઘણાંછે. અને થોડે વગળે બૌદ્ધનુ શંભૂનાથ નામે પ્રખ્યાત દેવળ છે. એ શહેરની

પશ્ચિમે ૫૩ મૈલપર ગોરખાના મુલૂકનું ગોરખ શાહેર છે; અને પૂર્વે અસલના મિથિલાના રાજાઓની રાજધાનીનુ શાહેર **જનકપૂર** છે. અહિં સતવંતી સીતાના બાપ જનક રાજાએ પણ રાજ્ય કર્યું હતું.

**ટાસિટયુડૅન**—એ ભૂટાનના પહાડી મુલૂકનું મુખ્ય શાહેર. દર ત્રણ વર્ષે લોકો જેને રાજા તરીકે પસંદ કરી ઠરાવે તેને દેબરાજા કહેછે, અને તે આ શાહેરમાં રહેછે. આ લોકો બૌદ્ધ ધર્મ માનનારા છે. તેઓનો જે ધર્મગુરૂ લામા તેને તેઓ ધર્મરાજા કરીને કહેછે.

## બંગાળ ઈલાકો.

**કલકત્તા**—કુલ બ્રિટિશ હિંદુસ્તાનની મુખ્ય રાજધાની, સમુદ્રથી ૧૦૦) મૈલની વેગલાઇએ હૂગલી નદીના કાંઠા પરછે. એમાં વાઈસરાય ને ગવર્નર જનરલની રાજ્ય ગાદીછે. અત્રે એક મોટો ને ઘણો મજબૂત ફોર્ટ વિલ્યમ નામે સન ૧૭૦૦ માં બાંધેલો કિલ્લો છે. વ્યપારમાં આખા એશિયા ખંડમાં પહેલી પદવી ધરાવેછે. એમાં ઘણી મોટી ને નામીચી ઈમારતો હોવાથી તે મહેલોનું શાહેર કરીને પણ બોલાયછે. વસ્તી ૫ થી તે ૬ લાખ સુધી છે. આ શાહેરમાં અંગ્રેજોએ પહેલો પગ પેસારો વેપારસર સન ૧૬૯૦ માં કીધો, અને ૧૬૯૮ માં કોઠી સ્થાપી, સન ૧૭૩૭ માં એમાં ધરતીકંપ સાથનું એક

ભારી તોફાન થયું હતું; જેથી વહાણો, ઘરો, તથા ઢોરો વગેરે ૩ લાખ આદમીનો નાશ થાયલો બોલાય છે. સન ૧૭૫૬ માં અંગ્રેજો ઉપર સૂબેદાર સૂરાજઉદ્દવલાએ હૂમલો કરી તેમનો કિલ્લો લઈ મૂક્યો તથા ૧૪૬ અંગ્રેજોને કેદ કીધા. આ કમનસીબ બંધવાઓને એક અંધારી કોટડી જે માત્ર ૨૦) ચોરસ ફીટથી વધારે ન હતી તેમાં ગોંધ્યા. તાજી હવા ન મળ્યાથી એક રાત્રના ટુક વખતમાં ઉપલા ૧૪૬ મધેથી ૧૨૩) ના જીવ ગયા. ત્યાર બાદ પ્લાસીની લડાઈમાં કરનલ રાબર્ટ કલાઈવે એ કિલ્લો તારીખ ૨૩ મી જૂન ૧૭૫૭ ને દને પાછો હાથ કીધો. આ દિવસથી હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યસત્તાનો અચળ પાયો નખાયો.

**મુર્શિદાબાદ**--ભાગીર્થિ નદીને કાંઠે. બંગાળાના સૂબેદારોના વખતમાં એ રાજધાની શાહેર હતું. સન ૧૭૧૧ સૂધી અંગ્રેજોનું બંગાળાને લગતું મુખ્ય મઠક હતું. એમાં રેશમ તથા ગાલીચાના કારખાના છે. વેપાર ઠીક છે.

**પટણા**—ભાગીર્થિને કાંઠે બહાર પ્રાંતનું મુખ્ય શાહેર છે. આગળ આ ઠેકાણે મગધપૂરની રાજધાની પાટલીપુત્ર શાહેર હતું. પ્રથમ એમાં અંગ્રેજ ફ્રેન્ચ, ડચ, ડેન વગેરે યૂરોપિયન લોકોની કોઠીઓ હતી. એમાં સન ૧૭૬૩ માં મીર કાસીમે ૨૦૦) અંગ્રેજોને દગાથી ઠાર

મારવા હતા. અત્રે ૩ લાખ સુધીની વસ્તી છે. અફી-મની તથા ઘણીસારી જાતના ચોખાની અહીં નિપજછે, તથા સુરોખાર, કાળીગુલી, સન ને ખાંડ વગેરેનો બ-હોળો વ્યાપાર છે.

**ઢાકા**—બૂઢી ગંગા નદીને કાંઠે બંગાળ પ્રાંતનું એક શહેર છે. આગળ એમાં બહુ વખાણવા જોગ મલમલ બં-નતી હતી. એમાં પણ આગળ યૂરોપિયન લોકોની લા-તીઓ હતી. એ શહેરનો કેટલોક ભાગ હમણા જંગલ થાઈ, વાઘ અને ઝેરી સાપો વગેરેનું રહેઠાણ થઈ પડયુંછે.

**જગન્નાથપૂરી**—ઓરિસાના ભાગમાં મહાનદીની એક સા-ખાના મૂખ પાસે છે. જગન્નાથજીનુ પ્રસિદ્ધ દહેરૂં એ-માં છે, જે સન ૧૧૯૮ માં બંધાયું હતું. તેનો ચાલુ ખરચ જાત્રાળુઓ પૂરો પાડેછે. તેમાં કૃષ્ણ, તેના ભાઈ બળરામ, ને બહેન સોભદ્રાની મુર્ત્તિઓ છે; તેઓને દર વર્ષે ચૈત્ર માસમાં રથમાં બેસાડી ફેરવવા કહાડે છે. આગળ આ રથ નિચે સૂઇને વહેમી હિંદુઓ કચડાઈ જીવ આપતા, અને પોતાના બદનના ભાગો ઉપર અ-નેક શક્તિઓ પાડવાની **ચરકપૂજા** નામની ક્રિયા ક-રતા હતા.

એ વગેરે આ ઈલાકાને લગતાં બીજાં શહેરોમાં—બર્ધ-વાન, બહાર, ગાયા, ચિતાગાંગ, મોંગીર, વગેરે છે.

## વાયવ્ય કોણના પ્રાંતો.

**બનારસ અથવા કાસી**—ભાગીર્થિ નદીને કાંઠે હિંદુઓનું પ્રાયશ્ચિત કરવાનું પવિત્ર શાહેરછે. બ્રાહ્મણોનું ધર્મશાસ્ત્રને લગતા વિધાઅભ્યાસ કરવાનું મુખ્ય મઠક છે. એમાં માન મંદીર, ને જૈન મંદીર નામની મોટી ઈમારતો, ઔરંગજીબ બાદશાહાએ બંધાવેલી બુલંદમિનારા સાથની મસજીદ વગેરે ૩૦૦ થી વધારે મસજીદો, અને એક હજાર કરતાં વધારે દહેરાંછે. એમાં કાલીગુલી, અફીમ, રેશમ વગેરેનો સારો વેપાર છે. વસ્તી ૨)લાખની અંદરછે. ગવર્નર જનરલ વૉરન હસ્ટિંગસે સન ૧૭૮૧ માં ઘણી કઢંગી રીતે અંગ્રેજ સરકાર હસ્તક કરી લીધું.

**અલાહાબાદ**—ગંગાજમુનાના સંગમ ઉપરાં એને પ્રયાગ અથવા ભાટ પ્રયાગ કરીને પણ કહેછે. એમાં લેફટેન્ટ ગવર્નર રહેછે; તથા એમાં લશ્કરી મોટી છાવણી છે. એનું અલાહાબાદ નામ અકબર બાદશાહાએ આપ્યું હતું અને જે રાતા પથરનો અત્રે એક મજબૂત કિલ્લો છે, તે પણ અકબરેજ બંધાવ્યો હતો. એ એક હિંદુઓનું તીરથ જાત્રા કરવાનું ઘણું પવિત્ર શાહેર ગણાય છે. સન ૧૮૫૭ ના લશ્કરી બલવામાં થોડા દિવસ એ બલવાખોરોને હસ્તક ગયું હતું; પણ મદ્રાજી અંગ્રેજી લશ્કરે જનરલ નીલની સરદારી હેઠળ પાછું હાથ કીધું.

કહાનપૂર— ગંગા જમુના નદીઓની વચ્ચે લખનોરની નૈ-ઋત્ય કોણે ૫૦) મૈલ પરછે. અને ૧૮૫૭ ના બળવામાં બીઠુરવાળા નાનાસાહેબે (બાજીરાવ પેશવાંના દત્તકે) અંગ્રેજ મરદ, ઓરત, અને બચ્ચાંઓ વગેરેને નાતરસપણે અને વિશ્વાસઘાત કરીને કતલ કરાવ્યાં હતાં.

હરદ્વાર અથવા ગંગાદ્વાર— શિવાલિક પહાડની હેઠણમાં છે. એ શહેર પણ હિંદુઓનું તીરથ કરવાનું મોટું ધામ છે. હરસાલ ચૈત્રમાસમાં ૨ થી ૩ લાખ જાત્રાળુ લોક એકઠું મળેછે; પણ દર ૧૨) વર્ષે જે કુંભમેલા નામે જાત્રા આવેછે ત્યારે કોઈ કોઈવાર ૨૦) લાખ સૂધી આસામી જમાવ થાયછે. આ જાત્રામા વૈષ્ણવો અને વેરાગી લોકો સઘોઘડીએ નાવાના વહેમથી એવાતો અધીરા પડી જાયછે કે ઘણીવાર મોટી ગડબડ અને મારામારી થઈ પડેછે. સન ૧૮૧૯ માં એમ ઉતાવલ કરતાં ૪૦૦) આસામી નદીમાં ડુબી મરણ પામ્યાં હતાં.

લખનોર—અયોધ્યા અથવા અજોધ્યા પ્રાંતનું યા ઔદના મુલુકનું મુખ્ય શહેર ગોમતી નદીને કાંઠેછે. આગળ એ લક્ષમિનાવતી નામથી ઓળખાતું હતું. એમાં આગળા વખતની ઘણી ઉમદા અને મોટી ઈમારતો, બાગો વગેરે સારાંછે. સન ૧૮૫૬માં એ શહેર તેના બાદશાહ વજીદ અલીશાહાની નાલાયકાતને લીધે હિંદુસ્તતેનના ગવર્નર જ-

નરલ લૉર્ડ ડેલાવસીએ અંગ્રેજી સલતનતમાં મેળવી દીધું હતું. એમાં ૨ા થીતે ૩ લાખ માણસની વસ્તીછે. સન ૧૮૫૭ ના મેં મહિનાની તારીખ ૨૧ મીએ અત્રેનું બધું દેશી લશ્કર બલવો લઈ ઉઠયુ હતું. આ બલવામા સર હેનરી લારેન્સ અને કરનલ હેવલાકની સરદારી હેઠળના અંગ્રેજી મૂઠી ભર લશ્કરે ૮૭) દિવસો સૂધી ૬૦) હજાર બલવાખોરો સામે ઘણીજ બહાદૂરીથી પોતાના બંચાવમા રહેવા માટે, અને ત્યાર બાદ તારીખ ૨૧મી માર્ચ ૧૮૫૮ ને દીને તેમનો છુટકારો કરવા તથા બલવાખોરો ઉપર પુરી ફતેહ મેળવવામાં જનરલ આઉતરાંમના અને સર કાલિન કેમ્પબેલ (જે પાછળથી લાર્ડ કલાઈડ થયો હતો) તેમના લશ્કરે દેખાડલી બહાદૂરી માટે એ શાહેર પ્રખ્યાત થયુંછે.

**આગ્રા**—એ શાહેર દિલ્લીથી ૫૦) મૈલને છેટે જમુના નદીને કાંઠેછે. પ્રથમ સન ૧૫૦૪ થીતે ૧૬૪૭ સૂધી મોગલ વંશની રાજધાનીનું શહેર હતું. એને અકબરાબાદ કરીને પણ કહેતા હતા. એમાં શાહાજેહાં બાદશાહાનો રાજ્યમહેલ, તથા આજ લગભગ ૨૫૦) વર્ષપર બંધાયલા તાજ મહાલ અને મોઠી મસીદો વગેરે જોવા લાયક ઘણું છે. આ જગત પ્રસિદ્ધ તાજ મહાલની ઈમારત બાંધવાને એવું કહેવાયલું છે કે ૨૦ હજાર મા-

ણસોને ૨૨) વર્ષ સુધી કામે લગાડયાં હતાં; અને તે-પર જે ખરચ લાગો તે વિષે કહેછે કે તે ૩ા કરોડ રૂપીઆથી ઓછો ન હતો. એ મધે શાહા જેહાંની, તથા તેની બેગમ મૂમતાજ મહેલની કબરોછે. એ શાહેરને ફરતો લાલરંગના પથરનો ભોંય કિલ્લો, અને તેને ફરતી ઊંડી ચરછે. મરાઠા સાથની લડાઈમાં એ શાહેર સન ૧૮૦૩માં અંગ્રેજી સરદાર લાર્ડ લેકની સરદારી હેઠળના લશ્કરે ફતેહ કીધુંહતું.

ઉપર જણાવેલાં વગેરે બીજાં જાંણવા જોગ શાહેરોમાં—મિર્જાપૂર, ફરકાબાદ, ફૈઝાબાદ, ગોરખપૂર, માત્રા, મિરત, પિલિભિત, બરેલી, રામપૂર, અલમોરા, કલિંજર, કનોજ, ભરતપૂર, ને બદ્રિનાથ છે.

## પંજાબ ઇલાકો

**મૂલતાંન**—એ શાહેર પંજાબ અને સિંધ એ બેઉની હદમ ચિનાબ નદીને કાંઠેછે. એ ઘંણું કિલ્લેબંધી કીધેલું આગળા વખતથી જાંણીતું શાહેર છે. એમાં રેશમી તથા સૂતરાઉ કાપડ, શાલ, વગેર સારાં થાયછે. સન ૧૮૧૮ માં અફગાનો પાસેથી રંજીતસિંગે એ મેળવ્યું હતું. બાદ સન ૧૮૪૯ નાં માર્ચ મહિનામાં અંગ્રેજ-સરકારે ભારી લડાઈ કરીને, તથા પોતાના ૧૯૦૦૦)

લડવૈયાઓનો ભોગ આપીને, સિખની ૬૦) હજાર માણસની ફોજને એકંદર શરણ કરીને, તેમના સરદાર મૂલરાજ પાસેથી જીતી લીધું. કોહેનૂર નામનો પંકાયલો હીરો એ લડાઈમાં લુટ તરીકે અંગ્રેજ સરકારને હાથ આવ્યો હતો. હાલમાં તે હીરો આપણા મહારાણીજી વિકટોરિયાના અમૂલ્ય તાજમાં ઘટતી જગ્યાએ બીરાજે છે.

લાહોર—રાવી નદીપરછે. અહયાં લેફ્ટનંટ ગવર્નરની ગાદી છે. આગળ મુસલમાન લોકોના વખતમાં, અને પછે રાજા રંજીતસિંગના વખત સૂધી સીખ લોકોની રાજધાનીનું શાહેર હતું. એની આસપાસ ૭ મૈલ ઘેરાવાની, અને ૩૦) ફીટ ઊંચાઈની તથા ૧૨) દરવાજાની એક દેવાલ બાંધી લીધેલી છે. અહીં જે ભાગ સાદરાને નામે બોલાયછે ત્યાં જેહાંગીર બાદશાહાની મોટી ને નામીચી ઘોરછે. અત્રે દહેડાં, મસીદો, દેવળો મોટી મોટી હવેલીઓ, અને મોટા બાગબગીચા વગેરે ઘણાં ને સારાં છે. સર્વેથી સરસ બગીચો શાલેમારનો કહેવાય છે; જે જેહાંગીર બાદશાહાની કારકિર્દિમાં બનેલો છે. એમાં નઝદિક ૫૦૦) તો ફૂઆરા હતા. સન ૧૮૪૯ માં અંગ્રેજ સરકારે એ શાહેર જીતી લીધું.

અમૃતસર—એ લાહોરને ઈશાન કોણે ૩૨) મૈલપર બીયા અને રાવી નદીઓની વચ્ચે સીખ લોકોનું ઘણું પવિત્ર

શાહેર છે. અહયાં ગુરૂ રામદાસે સન ૧૫૮૧ માં બંધાવેલું અમૃત તલાવ, અને ગુરૂ નાનકની યાદગારી માટે બંધાવેલું મંદીર છે. સન ૧૮૪૬ માં એ શાહેર અંગ્રેજી હાકમી તળે આવ્યું.

**દિલ્લી**—આગ્રાની વાયવ્ય કોણે ૧૪૦) મૈલપર જમુના નદીને કાંઠે મોગલ બાદશાહાઓના વખ્તમાં કુલ હિંદુસ્તાનનું પાયતખ્ત શાહેર હતું. ઈસ્વી સન ૧૧૯૩ માં પહેલ વહેલું મુસલમાની રાજ્ય ગુલામ વંશના કુતુબુદ્દીન બાદશાહે અહયાં સ્થાપ્યું હતું. સન ૧૩૯૭ માં તૈમૂરલંગ બાદશાહે એ શાહેરને જીતી, લૂટી, તથા એક લાખ બંદીવાનોના જીવ લીધા સાથ બાળી ભસ્મ કીધું હતું. ત્યારબાદ તુર્કિસ્તાનના અફગાની હાકેમ સુલતાન બાબરે સન ૧૫૨૫ માં મોગલ વંશની, અને મોગલાઈ હકુમતની સ્થાપના કીધી, પછે સન ૧૬૩૧ માં પાદશાહા શાહા જેહાંએ એને ફરીને વસાવ્યું તે છેક એ વંશનો ઔરંગજીબ બાદશાહા સન ૧૭૦૭ માં મરણ પાંમ્યો ત્યાંસુધી ટકી રહ્યું હતું. એ શાહેરની ત્રણ બાજુએ કોટ અને ચોથી બાજુએ નદી લાગેછે. એમાં જુમા મસીદ, તથા પાદશાહી મહેલ, અને મોટી મોટી ઈમારતો વગેરે ઘણું જોવા જેવુંછે. શાહેરની બહાર હુમાયૂનની કબર તથા ૨૬૫) ફીટ ઊંચાઈનો મહાભારત કુતુબ મિનાર

નામનો મિનારો છે. એવું કહેછે કે આગળ એકવાર એમાં ૨૦) લાખ માણસની વસ્તી થઈ હતી. એ શહેર હોલકર વચ્ચેની લડાઈમાં સન ૧૮૦૩ માં અંગ્રેજ સરકાર હસ્તક થયું. સન ૧૮૫૭ ના માસ મેની તારીખ ૧૧ મી થીતે તારીખ ૨૦ મી સપટેમ્બર સૂધી એ શહેર લશ્કરી બળવાખોરોને હાથ ગયું હતું; અને તેઓએ ત્યાંના યૂરોપિયન રહેવાસીઓના જીવ લીધા હતા. પણ તારીખ ૨૧ મી સપટેમ્બરે અંગ્રેજી લશ્કરે જનરલ વિલસનની સરદારી હેઠળ પાછું છિનવી લીધું. એમાં વસ્તી સૂમારે ૧॥ થી બે લાખ સૂધી ગણાય છે.

એ વગેરે આ ઈલાકામાં—લૂધીઆના, અમબાલા, ગૂજરાત, થાનેશ્વર, પાંણીપત, ને પેશાવર જાંણવા જોગ છે. (પેશાવર માટે અફગાનિસ્તાનમાં જોવું.)

## મધ્ય પ્રાંતો.

**નાગપૂર**—એ બીરારના ભાગનું મુખ્ય શહેર છે. એની પશ્ચિમે શીતાબાળદી નામે એક ઉંચો ડુંગર છે. આ શાહેરમાં ધોતીઆ પાઘડી, સાડી કિનખાબ, છીંટ, ધાબળી, ખાદી વગેરે કાપડ ઘણું વણાયછે. અહીંનો રાજા વગર વારસે મરણ પામ્યાથી સન ૧૮૫૩ માં ગવર્નર જનરલ લાર્ડ ડેલાવસીએ અંગ્રેજી રાજમાં મેળવી લીધું.

બીજાં જાંણવા જોગ શાહેરોમાં સાગર, જબલપૂર, સંબલપૂર, ઉમરાવતી, આકોલા, બુરાનપૂર, ને ઈલીચ-પૂર વગેરે છે.

## રજપૂતસ્થાન.

જોધપૂર—મારવાડમાં મુખ્ય શાહેર જૂણી નદીને કાંઠેછે. હાથીદાંત ચાંમડાં, તથા કાચનો શોભીતો સામન અહિં બનાવે છે. એની નઝદિકમાં મહામંદીર અને મોતી મહેલ નામે સંગેમરમરના પથરનો બાંધેલો મહેલ છે.

આબુ—સિરોહીના ભાગમાં ૫૦૦૦) ફીટ ઊંચાઈનો એક પહાડ છે ને તે ઉપર જૈનધર્મને લગતાં આરસ પહાણના ઘણાજ શોભાયમાન ને સુંદર દેવળો છે. જૈન લોકોની એ તીર્થની જગા છે. દેવળોની બંધાઈ ઉપર ૧૮ કરોડ રૂપીઆનો ખરચ લાગેલો કહેવાય છે. અહીંની હવા ઘણી સૂખકારક છે.

ઉજજણ—માલવા પ્રાંતમાં સમુદ્રની સપાટીથી ૧૩૦૦) ફીટ ઊંચાઈપર છીપ્રા નદીને કાંઠેછે. એની આસપાસ બાગબગીચા અને કુંજો બહુ છે. એ ઘણા પૂરાંણા વખતથી પ્રસિદ્ધ શાહેર છે. એમાં રાજા વિક્રમ રાજ કરી ગયા, જેના નામનો સંવત ઈ૦ સ૦ પૂ૦ ૫૭ થી શરૂ થયોછે તે આજ સૂધી ચાલુછે.

ગ્વાલિયર—આગ્રાની દક્ષિણે ૬૫ મૈલપર સિંધિઆનું રાજધાનીનું શાહેર. એનો ડુંગરી કિલ્લો ઘણા જુના વખતનો અને ઘણો મજબૂત છે. એ કિલ્લો સન ૧૮૫૮ માં અંગ્રેજ સરકારે લઈ લીધો.

## મુંબઈ ઈલાકો.

મુંબઈ—એ એક ટાપૂના આકારમાં અરબી સમુદ્રમાં કોકણપટીના કિનારાપર પશ્ચિમ હિંદુસ્તાનનું બ્રિટિશ રાજધાનીનું શાહેર છે; અને હિંદુસ્તાન તરફના અંગ્રેજી દરિઆઈ લશ્કર તથા લડાઈ વગેરેના મોટાં વહાણો બાંધવાનું મુખ્ય મકક છે. પ્રથમ એ ઘણું નાનું, કઢંગું તથા રોગિષ્ટ, એક નાબિસાત ગામડું હતું. વલી છાસ્તી, માહીંમ કોલાબા વગેરેની છૂટી છૂટી ને જુદી જુદી ટેકડીઓ હતી. એની લંબાઈ ૧૧ મૈલ, અને પહોળાઈ ૩ મૈલ છે. મુંબાઈ નામ પોર્તુગીઝ ભાષામાં સારૂં બંદર કરીને થાયછે. એ શાહેર પોર્તુગીઝ હસ્તક ૧૩૦) વર્ષ રહ્યાબાદ તારીખ ૨૩ મી જૂન ૧૬૬૧ માં પોર્તુગાળના પાદશાહાની રાજકુવરી ઈનફંન્ટા કેથેરાઈનને ઈંગ્લાંડના રાજા બીજા ચાર્લસ જોડે પરણાવી તેની પહેરામણીમાં અંગ્રેજી રાજાને મળ્યું. અંગ્રેજી રાજાએ પોતાને સ્વાધીન ૭ વર્ષ રાખ્યા પછે, આવક કરતાં ખરચ વધારે લાગ્યાથી,

તારીખ ૨૭ મી માર્ચ ૧૬૬૮ થી, દર વર્ષે ૧૦૦)રૂપીઆ લેતા કરીને, એ ટાપૂ ઇસ્ટ ઈંડિયા કંપનીને હસ્તક આપ્યું. કુંપની સરકારે ૧૮ વર્ષ જવાબાદ સન ૧૬૮૬ માં પોતાનું મુખ્ય મઠક જે પ્રથમ સૂરત શાહેરમાં હતું, તે ત્યાંથી કહાડી અત્રે આણ્વું. પ્રથમ એને ભાય કિલ્લો હતો; જે સન ૧૮૬૫ માં ખોદી નાખ્યો. એ શાહેરને આખાં હિંદુસ્તાનમાં બલકે દુનિયામાં સર્વેથી સરસ અને મોટાં બારાંઓ મધેનું એક અગત્યનું બારૂં લાગુંછે. એમાં ૬ થી તે ૭ લાખ માણસની વસ્તી છે. વ્યાપાર રોજ-ગારમાં માત્ર કલકત્તાથીજ ઉતરતે દરજ્જે છે. શાહેર સૂધરાઈ કરવા પાછળ વર્ષે ૨૫ થી તે ૩૦ લાખ રૂપીઆ અત્રેના રહેવાસીઓ તરેહવાર કરો ને જકાત છાપાના આકારમાં આપેછે. જેનો વૈવટ પરજા તથા સરકારે પસંદ કરી ઠરાવેલી મ્યુનિસિપાલ કાર્પોરેશાન, અને ટાઉન કૌંન્સીલ ચલાવે છે.

**અમદાબાદ**—ગૂજરાત પ્રાંતમાં સાબરમતી નદીને કાંઠેછે. એ શાહેર મોટું ને દેખાવલું છે. એની આસપાસ ઊંચો કોટ છે. ૧૪૧૧ માં એ શાહેર અમદશાહ બાદશાહએ વસાવ્યું હતું. એ બાદશાહાની બંધાવેળી અહ્યાં એક જૂમામસીદ છે. પ્રથમ અહ્યાં ઘણું અને ઘણું સારૂં રેશમી તથા સૂતરાઉ કાપડ બનતું હતું. એ શાહેર

મુંબઈ ઈલાકામાં મુંબઈથીજ ઉતરતું છે. અંગ્રેજ સરકારે એ શાહેર સન ૧૭૮૦ માં જીતી લીધું. અત્રે અંગ્રેજી લશ્કરની મોટી છાવણ પડી રહેછે. ગયાં વર્ષમાં (સન ૧૮૭૫ માં) આ શાહેરમાં ભારી રેલ આવ્યાથી, મોટી ખરાબી થાઈ હતી.

સૂરત—મુંબઇથી ૧૫૦) મૈલને છેટે ગૂજરાત પ્રાંતમાં તાપી નદીપર છે. એકસો વર્ષ અગાઉ પશ્ચિમ હિંદુસ્તાનમાં ઘણા સારા ને બહોળા વ્યાપારનું મુખ્ય મઠક ગણાતું હતું. પહેલાં એમાં ફ્રેન્ચ પોર્તુગીઝ, અંગ્રેજ, ડચ વગેરે યૂરોપિયનોની કોઠીઓ ઉભી થાઈ હતી. અત્રે અંગ્રેજોને કોઠી ઉભી કરવાની પરવાનગી સન ૧૬૧૨ માં દિલ્લીના બાદશાહા જેહાંગીરે આપી હતી. જ્યારથી મુંબઈ આગળ વધતી ગઈ ત્યારથી આ શાહેર તુટતું ગયું. વળી કંઈક મોટી આગો લાગવાથી, અને પાણીનીપૂર આવ્યાથી છેક ગરીબરી હાલતે પહોંચ્યું છે.

પુણા—મુંબઈની અગ્નિકોણે મહારાષ્ટ દેશનું મુખ્ય શાહેર. એમાં આગળ પેશવા સવાઈની રાજગાદી હતી. એ સમુદ્રની સપાટીથી નઝદિક ૨૦૦૦) ફીટ ઊંચાઈપર છે. એમાં વસ્તી સૂમારે ૮૦ હજાર આદમીની છે. સન ૧૮૧૮ માં અંગ્રેજ સરકારે બાજીરાવ પેશવા સાથની મોટી લડાઈમાં મેળવ્યું. એમાં અંગ્રેજી લશ્કરની મુખ્ય છાવણી છે.

**હૈદ્રાબાદ**—એ શાહેર સિંધૂ નદી પર છે. એ સિંધના ભાગનું મુખ્ય સહેર છે. સન ૧૮૪૪ માં અંગ્રેજી સેનાપતી સર ચાર્લસ નેપીઅરે મિયાનીની લડાઇમાં એ ભાગ જીતી લઈ મુંબઈ ઇલાકા સાથે જોડી નાખ્યો. અંત્રેનું હાથીદાતનું તથા લાકડ કામ, તથા રેશમ ને સુતરનું ચીકણનું ભરત કામ ઘણું વખણાય છે.

**કરાચી**—સિંધના ભાગમાં સિંધૂ નદીના મૂખ ઉપર બંદર છે. આગળ એ એક ગામડાં સરખું ગણાતું હતું; પણ જ્યારથી (સન ૧૮૩૯ થી) અંગ્રેજ સરકાર હસ્તક થયું છે ત્યારથી તે બહુ વધી ગયું છે. અને તેનો જસ આપણા માજી ગવર્નર સર બાર્ટલ ફ્રિયરને પહોંચે છે. એ નામીચા હાકેમની યાદગારીને માટે અહીંના રેહેવાસીઓએ એક જાહેર હાલ બંધાવ્યો છે.

**વડોદરા**—ગૂજરાત પ્રાંતમાં વિશ્વામિત્રા નદીને કાંડે ગાયકોવાડ સરકારની રાજધાનીનું મુખ્ય શાહેર છે. વસ્તી સુમારે ૧ાા લાખ ગણાયછે. છેલ્લા ગાયકોવાડ મલાહરરાવે રાજ્યકારોબાર એવો માઠો ચલાવ્યો કે અંતે રાજપાટ અને હાકમી છોડી નજર કેદ થવું પડ્યું, તેની રાજગાદીપર તેના કોઈ દૂરના બેસીને ગવર્નર જનરલ અને વાઇસિરાય લાર્ડ નાર્થબ્રૂકે લાવી બેસાડયો. (સન ૧૮૭૫ માં.)

**ભૂજ**—એ કચ્છના ભાગનું રાજધાની શહેર છે. સન ૧૮૧૯ માં ભયંકાર ધરતી કંપ થયો તેમાં ૨૦૦૦) માણસ ક-ચડાઈમુવું અને ઘણું ખરૂં શહેર નાશ પાંમ્યું હતું.

એ વગેરે આ ઈલાકામાં—સિંધના ભાગમાં—ઠઠ્ઠા, આમરકોટ તથા શિકારપૂર; ગુજરાતને લગતાં—ભરૂચ, માલેગામ, ધુલીઆ; કોકણને લગતું રત્નાગીરી; મહારાષ્ટ્ર ને લગતાં—અહમદનગર, નાસિક, સતારા, સોલાપુર, કોલાપૂર, વિજાપૂર, અને બેગલામ; ઉત્તરકનારા ને લ-ગતાં—કારવાર ને કામમા; વગેરે ઘણાં છે.

## મદ્રાસ ઈલાકો.

**મદ્રાસ**—કરોમંડલ કોસ્તાપર દક્ષિણ હિંદુસ્તાનનું રાજધાની શહેરછે. એને બારૂં ન હોવાથી વ્યાપાર વનજમાં ઘણું અમવું પડેછે. એમાં તાપ ઘણો છતાં હવા ખરાબ નથી. વસ્તી ૪ થી ૫ લાખ સુધી છે. સન ૧૬૩૯ માં અંગ્રેજોએ અત્રે કોઠી સ્થાપી હતી.

**કલિકટ**—કેપ ઑાવ ગૂડ હોપને રસ્તે થઇને હિંદુસ્તાનમા જવાનો માર્ગ પ્રથમ સોધી કહાડનાર પેર્તુગીઝ નાખુદા વાસ્કોડી ગામા પ્રથમ સન ૧૪૯૮ માં અહિં ઉતરયો હતો.

**મંગલોર**—મલબાર કોસ્તાપર, સન ૧૭૮૪ માં ઇસ્ટ ઈંડિયા કુંપની અને ટિપૂ સૂલતાન વચ્ચે થયલા કોલકરાર માટે પ્રખ્યાત છે.

**બંગલોર**—એ મૈસૂરના ભાગમાંછે. દરિઆની સપાટીથી ૩ હજાર ફીટ ઊંચાઇપર આવ્યાથી અહીંની હવા ઘણી સૂખકાર ગણાયછે. વેલાતી ફળફૂલ ને તરકારી પુષ્કળ થાયછે. એની ઉત્તરે, દરિઆની સપાટીથી ૫ હજાર ફીટની ઉંચાઇપર ટિપૂ સૂલતાને એક ઘણો મજબૂત કિલ્લો બંધાવ્યોછે; જે સન ૧૭૯૧ માં અંગ્રેજ સરકારે લઇ લીધો.

**શ્રીરંગપટણ**—મૈસૂરના ભાગનું કાવરી નદીપર મુખ્ય શાહેરછે. હૈદર પઠાંને સન ૧૭૬૫ માં પોતાની ગાદી સ્થાપી હતી. સન ૧૭૯૯ માં તેનો દિકરો ટિપૂ સાહેબ અંગ્રેજો સાથે લડતાં મરણ પાંમ્યો ને એ શાહેર અંગ્રેજી સરદાર કાર્નવાલિસે અંગ્રેજ સરકાર હસ્તેક કરી લીધું. અહીંની હવા સારી ગણાતી નથી.

**તંજાવર**—એ તંજાવરના ભાગમાં આવ્યુંછે, એમાં બે કિલ્લાછે. વસ્તી ૮૦ હજાર સૂધીછે, એ ભાગ પ્રથમ શિવાજી મરાઠાના ભાઇ વ્યંકાજી પાસ હતો, પણ સન ૧૭૯૯ માં સરફોજી રાજાએ વર્ષે કઈક લવાજમ લેતું કરીને ઇસ્ટ ઈંડિયા કુંપનીને આપી દીધો. સૂતરાઉ કાપડ, મલમલ, તથા રેશમી કાપડ અત્રે ઘણું બનેછે.

**તાનજોર**—કર્ણાટકના ભાગનું કાવરી નદીની એક સાખાપર દક્ષિણ હિંદુસ્તાન મધેના ઘણા વખણાયલાં શાહેરો મ-

વેનું એકછે. હિંદુઓ ધર્મ શાસ્ત્રનો અભ્યાસ કરવાને એને કાસીની બરોબરનું સમજેછે. અત્રે જે ૨૦૦) ફીટ ઉંચાઈનું પાગોડા યાને દેવળ છે તે હિંદુ બાંધણીનો એક અચ્છો નમુનોછે. વસ્તી ૧ લાખ અંદરછે. એ સન ૧૭૯૯માં અંગ્રેજ સરકાર હસ્તક થયું.

મછલીપટણ—ઉત્તર સરકારનું પૂર્વ કોસ્તાપર કૃષ્ણા ને ગોદાવરી નદીઓના મૂખ આગળછે. અહિં છીંટ, બંદરી પાઘડી વગેરે સારૂં બનેછે. નીઝામ તરફથી સન ૧૭૫૮ માં અંગ્રેજ સરકારને મળ્યું.

ઔરંગાબાદ—નીઝામના ભાગમાં વાયકોણે દુધના નદીને કાઠેછે. એ શાહેર મલિક કંબરે સતરમી સદીમાં વસાવ્યું, ત્યારે તેનું ખિડકી નામ હતું; બાદ ઔરંગજીબ બાદશાહાએ ઔરંગાબાદ પાડ્યું. અત્રે જે જાંણીતી ઇમારતછે તે રબીયાં દુરાંનીની કબરને નામે ઓળખાયછે; અને તે ઔરંગજીએ પોતાની બહેનની યાદગારીમાં બંધાવી હતી. અહિંથી જરા દુર ઇલોરાનું પહાડી કોતર કામ જોવા જોગ છે.

હૈદ્રાબાદ—નિઝામના ભાગનું મુખ્ય શુહેર કૃષ્ણા નદીની એક સાખા મુશીપરછે. એની દક્ષિણે એક મોટું તળાવછે. વાયવ્ય કોણે હીરાની ખાન માટે પ્રખ્યાત થએલું ગોલકોંડાછે.

આ ઈલાકામાં એ વગેરે બીજાં કેટલાંક રાહેરોછે, પણ તેમની છૂટી વિગત આપવા જેવું ઝાઝું છે નહીં.

## લંકા અથવા સિલોન.

**લંકાં** અથવા **સિલોન**—નામે હિંદુસ્તાનની દક્ષિણે એક બેટ યા ટાપૂછે. એનો વિસ્તાર ૨૪ થીતે ૨૫ હજાર ચોરસ મૈલછે; તથા વસ્તી સુમારે ૨૦ થી ૨૧ લાખ સુધી ગણાયછે; અને તે બૌદ્ધધર્મ માનનારીછે; પણ ઝાઝો ઉપયોગી નથી. અહીંના અસલી વતનીઓ વેદાંનતીને નામે ઓળખાયછે. અત્રે તામીલ ને સિગાલી ભાષા વપરાયછે.

આ ટાપૂનો આકાર જમરૂખ સરખો, જમીન ઘણી ફળવંત, અને પાણીનો કસ્સો ટોટો નથી. હવા જેમ ઘણી સર્દ તેમ ગરમછે.

દુનિયાના કોઈબી ભાગ કરતાં આ ઠેકાંણે કિમ્મતી પથરા (રત્ના) ઘણાં મળી આવેછે. વળી લોઢું, પ્લંમ્બેગો, સુરોખાર, સીસુ, તથા સિંધવ જાતનું મીઠું પુષ્કળ મળેછે. તજ, નાળિએરી; ખજુરી, તાડ, સોપારી, આમલી વગેરેની સારી નિપજછે. ચોખા, રૂ, શેરડી, ગુલી, તંબાકુ, મરી, વગેરે પણ થાયછે. કાફીનો પાક એટલો તો થાયછે, કે વિલાયતનાં ખપનો પોણો ભાગ અહીંથી

પૂરો પડેછે. મોતી કહાડવાને વાયવ્ય કોણે આવેલી **એરીપો** નામે જગ્યા સર્વેથી સરસ ગણાયછે.

આ ટાપૂ ૧૫૧૭ થી તે ૧૬૫૮ સુધી પોર્તુગીઝ હસ્તક હતું, પછે ડચ લોકે તે લઈ લીધું, પણ સન ૧૭૯૬ માં અંગ્રેજોએ કબજામાં લીધું; તોપી અંગ્રેજ સરકારના તાબા હેઠળનુ મુલુક તો છેક સન ૧૮૧૫ ના સાલથી ગણાવા લાગ્યું.

**મુખ્ય શાહેર કોલંબો**—પશ્ચિમ ભાગમાં છે. એ વ્યાપારનું મઠક છે. એની આસપાસ તજની મોઠીમોઠી વાડીઓછે. વસ્તી ૪૦ થી ૫૦ હજાર સુધીની છે.

**ત્રિકોમાલી**—પૂર્વ ભાગમાં એક બંદર છે, જે દુનિઆં વચ્ચે સરસમાં સરસ બારૂં ધરાવેછે. અહીં એક કિલ્લો છે. વસ્તી ૩૦ થી ૩૫ હજાર સુધી છે.

**કાનડી**—મધ્ય ભાગમાંછે. એ અસલ રાજધાની શાહેર હતું.

**ગ્યાલી**—અથવા પાઈંટ ડિ ગાલ—એ પણ એક બંદરછે. યૂરોપ અને પૂર્વ તરફના બીજા ભાગોમાં જતી ને ત્યાંથી આવતી સ્ટીમરો અત્રે વિસામો લેછે; અને ખબર પત્રોની આપ લે કરેછે.

## હિંદુસ્થાન મધેના મુખ્ય પર્વતો.

**હિમાલય**—આ પર્વતની હાર હિંદુસ્તાનની ઉત્તરે પેશાવરની હદથી તે ભૂટાનના મુલુક સુધી, અથવા સિંધુ નદીથી

તે બ્રહ્મપુત્ર નદીસૂધી લંબાયલી છે. એની ઉત્તરે ને દક્ષિણે જે દેશોછે, ત્યાંના હવાપાણી વગેરે તો એકેકથી જૂદાંછે, પણ લોકોબી એકબીજાથી જૂદા જૂદા ગૂણો ધરાવનારાં છે. એ પર્વતમાંથી ઘણીક મોટમોટી ને પ્રખ્યાત નદીઓની ઉત્પત્તિ છે (એ વગેરે આ પર્વતને લગતી બીજી જાંણવા જોગ હકીકત આ પુસ્તકને સફે ૧૮ મે જોવી.)

**શિવાલિક**—એ સતલજ ને ગંગા નદીઓની વચ્ચે, અને તેરાઈના રોગીષ્ટ જંગલની દક્ષિણેછે, એની વધારેમાં વધારે ઊંચાઈ ૩૫૦૦) ફીટ છે.

**આરાવલી**—એ રજપૂતાનામાં છે. એના ઊંચામાં ઊંચાં શિખરને આબુનો પહાડ કરીને કહેછે; ને તે ૫ હજાર ફીટ ઊંચાઈપર છે.

**વિંધ્યાચળ**—નર્મદાની ઉત્તરે, ઈંદોર, ભોપાળ ને ગ્વાલિયરના ભાગમાં છે. એ ગૂજરાતથી તે બંગાળ સૂધી ગયલોછે. એની ઊંચાઈ ૨ હજાર ફીટ છે.

**સાતપૂડા**—આ પર્વતો મધ્ય હિંદુસ્તાનમાં ઉદેપૂરથી તે બંગાળા સૂધી ગયલા છે; અને નર્મદા ને તાપી નદીઓની વચ્ચે, તેમજ ઈંદોર અને ખાનદેશની વચ્ચે છે. એને મહાદેવના પહાડ કરીને પણ કહેછે.

**સંહ્યાદ્રિ**—પશ્ચિમ કાંઠે કાંઠે થઇને તાપી નદીના મુખથી તે છેક દક્ષિણે કન્યા કુમારી ભૂશિર સુધી ગયલા છે. એ પશ્ચિમ ઘાટને નામેથી બોલાય છે. એની સરાસરી ઉંચાઈ ૨૫૦૦) થી તે ૩૦૦૦) ફીટ સુધીની છે; તોપણ તેપરની મહાબળેશ્વરની ટેકડી ૪૭૦૦) ફીટ ઉંચીછે. એજ હારમાં પૂરંદર, સિંહગડ, હરીશ્ચંદ્રગડ વગેરે જાંણીતી ટેકડીઓ આવીછે. અને નિલગિરિની ટેકડી તો ૯ હજાર ફીટ લગભગ ગઈ છે. આ ટેકડીની હવા ઘણી સરસ ને સૂખકારી ગણાય છે; અને ત્યાં જે લોકો વસેછે તેઓમાં **થોદર** જાતના લોકો કંઈ જુદીજ તરેહવજેહ ધરાવનારાં છે. આ ઘાટ પૂર્વઘાટ કરતાં સમુદ્રની વધારે નઝદિક અને ઉંચાણમાં પણ વધારે છે.

**પૂર્વઘાટ**—પૂર્વ કાંઠે કાંઠે થઇને બળેશ્વરથી તે દક્ષિણમાં છેક કન્યાકુમારી સુધી ગયલા છે. ઘણું કરીને પૂર્વઘાટ તો કૃષ્ણા નદીથી તે પનારની નદી સુધીનોજ ભાગ ગણાય છે. તેની સરાસરી ઉંચાઈ ૨ થી તે ૩ હજાર ફીટ છે; પણ તેનું એક શિખર જે **મૂતુનદ** કરીને બોલાય છે, તે ૫ હજાર ફીટ સૂધી ઉંચું ગયુંછે.

સૂખકારક અને તનદરોસ્તીમાં વધારો કરવા લાયક હવા ધરાવનારી કેટલીક ટેકડીઓ ગણાયછે તેમાંઃ—

**મરીની**—એ પંજાબ ઇલાકામાં જહેલમ નદી પાસેછે; તે ઉચાઇમાં ૭૩૦૦) ફીટ છે.

**દારજીલિંગ**—બંગાળ ઈલાકાની ઉત્તરે સિક્કિમની કિનારીપર; એ ૭૨૦૦) ફીટ ઉંચી છે.

**સિમલા**—એ સતલજ નદીની પાસે છે; ને ઉંચાઈમાં ૭૧૦૦) ફીટ છે.

**મહાબળેશ્વર**—પશ્ચિમ ઘાટપર સતારાની નઝદિક, એની ઉંચાઈ ૪૫૦૦) ફીટછે.

**નિલગિરિ**—દક્ષિણ હિંદુસ્તાનમાં મૈસૂરની દક્ષિણે, એની ઉંચાઈ નઝદિક ૯ હજાર ફીટની છે.

એ વગેરે બીજી ઘણીક ટેકડીઓછે; પણ તે વિગતે જણાવવા જોગ નથી.

## હિંદુસ્તાન મધેની મુખ્ય નદીઓ.

**સિંધુ-અટક-અથવા ઇંડસ**—હિંદુસ્તાનની પશ્ચિમ હદે સ્વતંત્ર ટિબેટમાંથી નિકળીને પંજાબ તથા સિંધમાં થઇ,- ત્યાંની બીજી પાંચ નદીઓ-જહેલમ, ચિનાબ, રાવી, બ્યાસ, ને સતલજ એઓ સાથે મળી જઈને અરબી સમુદ્રમાં ખાલી થાયછે.

આ નદી ઉપર મુખ્ય શહેરો-પેશાવર, અટક, હૈદ્રાબાદ, કરાંચી ટટ્ટા, સકર, મિથનકોટ, દેરા ગાજીખાન, દેરા ઈશ્માયલખાન તથા કાળાબાગ વગેરે અવ્યાંછે.

**ગંગા અથવા ભાગિર્થિ-અને જમુના અથવા યમુના**—એ

બેઉ હિમાલય પર્વતમાથી નિકળીને અલહાબાદ આગળ એકેક સાથે મળી જઇને બંગાળાના ઉપસાગરમાં ખાલી થાયછે. આ નદીઓને બીજી નાની નદીઓ મળેછે, જેવીકે ગોમતી, ઘાગરા, ગંદકી શોણ, ચંબલ, હુગળી વગેરેછે.

ગંગા ઉપર મુખ્ય શાહેરોમાં—કાસી, હરદ્વાર, પ્રયાગ, ફરૂકાબાદ, કહાનપૂર, મિર્જાપૂર, પટણા, મોંગીર, ઢાકા, મૂર્શિદાબાદ તથા રાજમહાલ યા અકબરાબાદ વગેરેછે.

**નર્મદા અને તાપી**—આ બેઉ નદીઓ સાતપૂડા પર્વતમાંથી નિકળીને અરબી સમુદ્રમાં ખંભાતનાં અખાતને મળેછે. પહેલી ઉપર મુખ્ય શાહેરોમાં-ભરૂચ, જબળપૂર, હુશંગાબાદાં ને મંડળેસરછે. બીજી ઉપર-સૂરત અને બરાનપૂર શાહેરોછે.

**મહાનદી**—સાતપૂડા પર્વતમાથી નિકળીને પૂર્વ તરફ બંગાળાના ઉપસાગરમા ખાલી થાયછે. આ નદીમાથી ઘણા સરસ હીરા મળેછે. એ ઉપર કટક, તથા સંબલપૂર આવ્યાં છે.

**ગોદાવરી**—પશ્ચિમઘાટના ત્રયંબક નામે પર્વતમાંથી નિકળીને સાતમૂખે બંગાળાના ઉપસાગરને મળેછે. એ ઉપર ઓરંગાબાદ, અને એના મૂળ આગળ નાસિક આવ્યાંછે.

**કૃષ્ણા**—પશ્ચિમઘાટના મહાબળેશ્વર પર્વતમાંથી નિકળીને

બંગાળાના ઉપસાગરને મળેછે. એને મૂશી, તુંગભદ્રા, ને ભીમા નામની નાની નદીઓ મળેછે. એ ઉપર સેતારા ને મછલીપટણ આવ્યાંછે.

**કાવરી**—એ કુર્ગના પર્વતમાંથી નિકળીને ત્રિચિનાપલી આગળ ફાંટાઓમાં વહેંચાઇને પછે બંગાળાના ઉપસાગરને મળેછે, એ ઉપર શ્રીરંગપટણ, ત્રિચિનાપલી, તંજાવર, તથા ત્રાંકીબાર વગેરે શહેરો આવ્યાંછે.

**બ્રહ્મપુત્ર**-અથવા **સામપૂ**—હિમાલયની ઉત્તરે ચીનાઇ ટીબેટ પર્વતમાંથી નિકલીને ભૂટાનનો રસ્તો લઈ આસામનાભાગમા આવી, બંગાળાના ઉપસાગરને મળેછે. વાજબી રીતે જોતાં તો હિંદુસ્તાનની પૂર્વ હદ આ બ્રહ્મપુત્ર નદીથી, અને પશ્ચિમ હદ સિંધુ નદીથી બંધ થાય છે; મગર બેઉની પેલી બાજુના કેટલાક પ્રાંતો હિંદુસ્તાનમાં ગણાયાથી હદ બંધ થઈ શકતી નથી.

## હિંદુસ્તાનના બંદરના શહેરો.

**બંગાળાના ઉપસાગરમાં**—કલકત્તા, બાલાસૂર, કોરિંગા, મછલીપટણ, મદ્રાસ, પાંદિચેરી, ને ત્રીકોમાલી.

**પશ્ચિમ કોસ્તાપર**—કરાંચી, મુંબાઇ, ગોવા કારવાર, કલીકટ, મંગરોલ, કોચીન વગેરેછે.

